શ્રીકૃષ્ણ

# ભકિત ચંદ્રિકા





કર્તા—

બાપુશંકર દેવાદત્ત પંડયા

રીટાયર્ડ સરવે સુપરીન્ટેન્ડેન્ટ

મહેંઠ (જીલ્લે ખેડા)

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૫ | ઉઅમ્બુરતેલ | ૦ |
| ૭ | ૭ | ફરનાડીઝ | ફરનાન્ડીઝ |
| ૮ | ૧૨ | બખતે | વખતે |
| ૯ | ૧૧ | પ્રભાસપાટન | પ્રભાસપાટણ |
| ૧૨ | ૧૬ | જાણ્ું | જાણ્યું |
| ૧૩ | ૧૩ | ભકત | ભકત |
| ૧૬ | ૯ | • | તે |
| ૧૮ | ૧૭ | ગાયોન | ગાયોના |
| ૧૮ | ૨૦ | મુઇઅના | મુંઅઇના |
| ૨૨ | ૭ | ફુલભર | ફુલગર |
| ૨૨ | ૧૦ | સાકભર | સાકગર |
| ૨૫ | ૬ | મંદીરોમાં | મંદીરમાં |
| ૨૫ | ૭ | જેવોના | જેઓના |
| ૨૫ | ૯ | ધરાણુ | ધારણુ |
| ૨૫ | ૧૦ | આયોદ્ધો | આયુદ્ધો |
| ૨૬ | ૯ | હરિસુર | હરિરસુર |
| ૨૬ | ૧૦ | યયન | નયન |
| ૨૯ | ૧ | છપ્પનભેગા | છપ્પનભોગ |
| ૨૯ | ૧૭ | ઇચ્છારા | ઇચ્છારામ |
| ૩૨ | ૧૫ | અંબડીમાં | અંબાડીમાં |
| ૩૭ | ૨૨ | કુંવરબાઇ | કુંવરબાઇ |
| ૩૯ | ૯ | સ્તુથી | સ્તુતી |
| ૪૧ | ૩ | દીરભુજ | દીભુજ |
| ૪૧ | ૫ | અન્યય | અન્વય |
| ૪૬ | ૪ | પુર્દ્ધાને | સુદ્ધી |
| ૪૭ | ૧૪ | આઇસ્ટ | આઇશ્ટ |

॥ श्री कृष्ण शरणं मम ॥

# શ્રી કૃષ્ણ ભક્તિ ચંદ્રિકા

પરમભક્ત બોડાણા વિજયસીંહ આખ્યાન સહિત

કર્ત્તાઃ-

ભાઇશંકર રેવાદત્ત પંડયા

રીટાયર્ડ સરવે સુપરીન્ટેન્ડેન્ટ

ઉમરેઠ (જીલ્લે ખેડા)

છપાવી પ્રસિદ્ધ કરનારઃ-

અંબાલાલ માહેશ્વર દવે

ઉમરેઠ

સંવત ૧૯૮૧ સન ૧૯૨૫

અમૂલ્ય

પ્રથમ આવૃત્તિ પ્રત ૫૦૦





ઉમરેઠ.
સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ છાપ્યું.



श्री कृष्ण वासुदेव नारायण हरी गोविंद पुरुषोत्तम द्वारकेश परब्रह्म परमात्मा ठाकुरेश श्री रणछोड ॥

# અર્પણ પત્રિકા

પરમ પુજ્ય બ્રહ્મનિષ્ટ મહાત્માશ્રી હરીદાસજી
મહારાજ

મુ. ડાકોર.

આપશ્રી રણછોડજી મહારાજની સેવા પુંજા અને પરમ
પ્રેમ લક્ષણા ભકિત સદાકાળ કરી પો । પરબ્રહ્મરૂપ
થયેલા છો અને અનેક જીવોને ..નો બોધ
આપી તેઓના ઉદ્ધાર માટે ઘણા પ્રયાસો
ચલાવી રહ્યા છો તેથી આ પરમ ભક્ત
**બોડાણા વિજયસીંહના આખ્યાન**
વગેરેનું લઘુ પુસ્તક મારી અલ્પ
બુદ્ધિથી રચાયેલું તે આપશ્રીને
અર્પણ કરૂં છું તે સ્વીકારી
ઉપકૃત કરશો.

સંવત ૧૯૮૧ ના પોષ વદ ૪ ને વાર બુધ તા.
૧૪-૧-૧૯૨૫ સાલીવાહન શાકે ૧૮૪૬

મુ. ઉમરેઠ.

લી. સેવક
ભાઇશંકર રેવાદત્ત પંડયાના
જય શ્રી કૃષ્ણ વાંચશો.

# પ્રસ્તાવના

શ્રી રણછોડરાયજી મહારાજે ભક્ત બોડાણા વિજયસિંહ ઉપર મોટી કૃપા કરી, એવી રીતે અનેક ભક્તોની પ્રેમભક્તિથી તેમના અનેક મનોરથો પુરી તેઓપર આવેલા સંકટો દૂર કરેલાં છે. —એવી રીતે કે—ચમાર ભક્ત રોહીદાસની પાત્રી લીધી, સેના માટે નાપીકનું કામ કર્યું, પ્રહ્લાદનું પાલન કરવા સ્તંભમાંથી પ્રગટ થયા, સુધન્વા માટે તેલની તપેલી કઢા ઠંડી કરી, પંચાલી દ્રોપદીની દુષ્ટ કૌરવોની સભામાં ચીર પૂરી લાજ રાખી, મીરાંબાઇને મારવા રાણાએ મોકલેલું ઝેર અમૃત કીધું. મહેતા નરસઇને હાર આપવા વિગેરેનાં અનેક સંકટો દૂર કર્યાં એ પ્રમાણે અનેક ભક્તોનાં સંકટો દૂર થયેલા તેજ પ્રમાણે હું અલ્પ આત્મા અભણ, નિર્ધન ને નિરાધાર ઉપર શ્રીરણછોડરાયજી મહારાજે કૃપા કરી એમ હું માનું છું તે એવી રીતે કે—

**मूकं करोति वाचालं पंगूंलंघयते गिरिम् ।**
**यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥**

એટલે ભગવાનશ્રીની કૃપાથી મૂંગો માણસ બોલતો થાય, પાંગળો માણસ ડુંગર ઉલંઘન કરે તે પ્રમાણે હું કસ્બે ઉમરેઠનો રહીશ અને મારા પિતા પંડયા રેવાદત્ત તથા માતુશ્રી જેકોર મા ઉમરેઠમા પોતાનો વ્યાજુકો ધંધો કરી નિર્વાહ કરતાં હોવાથી સ્થિતિ મધ્યમ હતી પરંતુ ડાકોરમાં મારી માતુશ્રીના મામા દવે શ્રીકૃષ્ણ જેકૃષ્ણ સરાફી વિગેરે ધંધાથી સારી સ્થિતિમાં હોવાને લીધે તેમણે મારા

માતુશ્રી વિગેરેને તેમને ઘેર રાખેલા હતાં તેથી મારો જન્મ ડાકોરમાં સંવત ૧૯૦૧ ના વૈશાખ સુદ ૪ તા. ૧૦–૫–૧૮૪૫ ને દિવસે થયેલો. તે પછી મારા ગામ ઉમરેઠમાં વરસ ૧૩ સુધી રહ્યાથી મારા પિતાએ મને જનોઇ દેઇ પરણાવી સાધારણ વિદ્યાભ્યાસ કરાવ્યો હતો એ અરસામાં મારી માના મામાએ ગુજરતી વખતે તેમના ભાણેજ (મારા મામા) ને વારસ કરી રાખેલા તે ગુજરવાથી તેમની ઉત્તર ક્રિયા કરવા સદર શ્રીકૃષ્ણની વિધવા બાઇ નવીએ મને બોલાવી તેમની સઘળી મીલ્કત બક્ષિસ લખી આપવાથી ડાકોરમાં વરસ ૫ રહેવું થયેલું તે દરમ્યાન મારો વિદ્યાભ્યાસ બંધ પડ્યો તથા તેમનો ધંધો રોજગાર મને અનુકુળ આવ્યો નહિ. તેથી નોકરીની તજવીજ કરતા શ્રીરણછોડરાયજી મહારાજની કૃપાથી સરકારી સરવે ખાતામાં દિવસ ૮ કામ શીખવાથી દર માસે રૂપીયા ૧૦) ના પગારથી હોસ્સા વાર કારકુનની નોકરી તા. ૧૫ મે સને ૧૮૬૩ ના રોજ મહુધા તાલુકામાં મળવાથી ત્યાં જવું થયેલું તે પછીથી ડાકોરની મિલ્કત બાઇ નવીના માગવાથી તેમને પાછી આપી સરવે ખાતામા ઘણે ઠેકાણે જુદાજુદા અમલદારોના તાબામાં વરસ ૧૦ નોકરી કરી તેની અંદર સઘળા કામની સારી માહિતી મળવાથી રેવન્યુ ખાતે માગણી થવ થી વલસાડ ખાતે વરસ ૩ નોકરી કરી તે દરમ્યાન ત્યાંના કામથી ઉપરીઓ સંતોષ પામવાને લીધે વાંસદા સ્ટેટમાં બ્રીટીશ એડમીનીસ્ટ્રેશન થવાથી ત્યાં સરકારની મંજુરીથી સને ૧૮૭૬ માં જવું થયું ત્યાં સરવે ખાતાના ઉપરી તરીકે આખા રાજ્યનું સરવે સેટલમેન્ટ વિગેરે કરેલું કામ વધારે સંતોષકારક પુરૂં થવાથી રાજપીપળા સ્ટેટમાં સરકારે સરવે સુપરીન્ટેન્ડેન્ટના હોદ્દાથી રૂપીયા ૧૫૦) ના પગારે મોકલવાથી સને ૧૮૮૪

માં જવું થયેલું ત્યા મોટું રાજ્ય ઘણી તરેહની ખટપટો વાળું હોવા છતાં તેના અંદર સરવે કલાસીફીકેશન, સેટલમેન્ટ અને બીજાં રાજ્ય પ્રકરણી કામો કરવાને દેશી ભાષામાં જોઇએ તેવા રૂલ અને નિયમ નહિ હોવાથી થતી ભુલો વિગેરેની મુશ્કેલી દુર થવા તે વખતના એડમીનીસ્ટ્રેટર કર્નલ ઇ. ડબલ્યુ સ્નેલ વી. સ્ટેસ. એ. શીવન. ડબલ્યુ. પી. કેનેડી એફ. ડબલ્યુ. સ્નેલ માહેબ તથા ગુજરાત રેવન્યુ સરવેના સુપ્રીન્ટેન્ડેન્ટ ટી. આર ફરનાડીઝ સાહેબ. એઓની ખાસ ભલામણથી એ કામના મારા લાંબી મુદતનાં અનુભવ પ્રમાણે બ્રીટીશ રાજ્યના ધોરણે સઘળા રાજ્યોમાં એક સરખી રીતે માફક આવે તેવી સાર્વજનીક ઉપયોગ થાય તેવી રૂલો, નીયમો અને એ કામ સહેલાઇથી થાય તેવાં ફારમો વિગેરેનું રચવામાં આવેલું સરવે મેન્યુઅલ નામનું પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરતાં તે સરકારથી મંજુર થવાથી તે મુજબના થયેલાં કામો પ્રમાણીકપણે વધારે કાળજી પૂર્વક કરેલાં, તેમાં દેશી તેમજ યુરોપીયન અમલદારો તથા રૈયત વધારે ગજી થઇ સંપૂર્ણ સંતોષ પામવાથી તે વખતે રૂ. ૩૫૦) પગાર મળતો હતો તે ઉપરાંત સરકારી નોકરીનું રૂ. ૧૦૦) પેન્શન અપાવ્યું અને ત્યાંનું કામ પુરૂં થવાથી જામનગરના રાજ્યમાં સદરહુ કામ માટે માગણી થવાથી સને ૧૮૯૭ માં રૂ. ૪૦૦) ના પગારથી જવું થયેલું ત્યાં ઉપર મુજબ કામ કરી નિવૃત્તી લેવા ચાહના તે દરમ્યાન રાજપીપળા સ્ટેટના ઘણા આગ્રહથી સને ૧૯૦૮ માં ત્યાં જવું થયેલું ત્યાં સને ૧૯૨૩ સુધીમાં ઓરીજનલ રીવીઝન સરવે ઇન્કવાયરી તથા સરહદનું વેરીફીકેશન અને બીજાં રાજપ્રકરણી ઘણાં કામો કરવામાં આવ્યાં તેની અંદર પગાર રૂ. ૪૫૦) તથા પેન્શન રૂ. ૧૦૦) સરકારી મળતું હતું, પરન્તુ મારી ખાનગી સ્થિતિ ઘણીજ

ફેરફાર થઇ તેમ ઉમ્મર વરસ ૭૯ ની થઇ તેથી નોકરીથી છૂટા થવા માગણી કરતાં રાજપીપળાના મહારાજા સાહેબે રૂ. ૧૦૦) નું પેન્સન સ્ટેટ તરફથી કરી આપી તા. ૩-૧૧-૨૪ થી છૂટો કરવાથી મારા વતન ઉમરેઠમાં રહી રૂ. ૨૦૦) ના મળતા પેન્શનમાં નિર્વાહ ચલાવું છું.

ઉપર મુજબ વરસ ૬૦ નોકરી કરેલી તેના અંદર મોટા યુરોપીયન રેવન્યુ કમીશ્નર, કલેકટર, સરવે કમીશ્નર, સરવે સુપરીન્ડેન્ટેન્ટ એજન્ટ ટુ ધી ગવર્નર, પોલીટીકલ એજન્ટો, એડમીનીસ્ટ્રેટરો, દિવાનો, અને દેશી રાજા મહારાજા, વિગેરે અમલદારોના તાબામાં રાજ્ય અને રૈયતનું જેમાં હીત રહેલું એવા મોટા જોખમ ભરેલા જમીન બાબત ગામોની તથા ખેતરોની હદો ઠરાવી તેનું માપ કરી, કલાસીફીકેશન અને એસેસમેન્ટ મહેસુલ ઠરાવવા વિગેરેનું કામ કરવામાં આવેલું તેમાં સરવે સુપરીન્ટેન્ડેન્ટની જગોએ નીમનોક થતી વખતે ગુજરાત રેવન્યુ-સરવેના સુપરીન્ટેન્ડેન્ટ સાહેબે વાંધો લીધો કે એ જગો કાયદા મુજબ જીલ્લા કલેકટરની બરોબરીની જોખમવાળી હોવાથી તે કામ દેશી માણસ કરવાને લાયક નથી માટે યુરોપીયન અમલદાર નીમવો જોઇએ. એ ચાલેલી તકરાર બાબત નામદાર મુંબઇ સરકારે સરવે કમીશ્નર વિગેરેની કમેટી નીમેલી તેની અંદર મને એ કામને માટે લાયક ગણી રીપોર્ટ કરવાથી સરકારથી મારી નેમનોક થઇ હતી તથા જામનગર જેવા મોટાં રાજ્યમાં બાજા મોટા પગારના અમલદારોના વાંધા છતાં કેટલોએક વખત એ રાજ્યના દિવાનનું કામ સરકારથી સોંપવામાં અવ્યાથી એકટીંગ દિવાન તરીકે કરવામાં આવેલું તથા એકથી વધારે વખત સરકારી કામ પ્રસંગે નામદાર મુંબઇના ગવર્નરસાહેબની મુલાકાતનો લાભ મળેલો. આસઘણુ મહત્વનું કામ કરવામાં કેટલાએક ખટપટીઆ

સ્વાર્થી લોકોની વિરૂદ્ધતાને લીધે ઘણી તરેહની મુસીબતો આવેલી તે દુર થઇ સઘળું કામ સંતોષકારક થવાથી ઘણી વખત સરકારથી સારી શાબાશી અને સરટીફીકેટો મળેલાં છે તથા રાજ્યમાંથી ખરી રીતે પગાર પેન્શનના મળી હજારો રૂપીઆ મળેલા તેમાંથી રીતસર આખા કુટુંબના નિર્વાહનો ખર્ચ જતાં બચેલી રકમમાંથી વડીલોપાર્જીત મીલકત નહિ હોવાથી જરૂર મુજબ ઘરો, ખેતરો ખરીદી માતા પીતાના ઉત્તરક્રીયા વિગેરે તથા છોકરાઓને જનોઇ દઇ પરણાવવા તથા દીકરીઓને કુળવાનને ત્યાં પહેરામણી આપી જાનો કરી પરણાવેલી તથા બન્ને સ્ત્રીઓ વિગેરે ગુજરેલાંની ઉતર ક્રિયાના ખર્ચ તથા પૂર્વે ગોકુળ, મથુરા, વૃદાવંન, પ્રયાગ, ગયાજી, જગન્નાથ, શ્રીનાથજી વિગેરે તથા પશ્ચિમે દ્વારકાં, પ્રભાસપાટન વિગેરે તથા દક્ષિણે નાશિક, ત્રંબક, પંઢરપૂર, બાલાજી, શ્રીરંગજી, શીવકાચીં, વિષ્ણુકાચીં, શેતબંધુરામેશ્વર વિગરેની કુટુંબ સહિત મહાયાત્રાઓ કરવામાં આવેલી તથા શ્રીરણછોડજી મહારાજને ચાલતો દરરોજનો સખડી ભોગ ચોખા શેર ૨, દાળ શેર ૦।।, ઘી શેર ૦।, એ રીતનો ભટજી મહારાજ તરફથી ચલાવવામાં આવતો હતો તે તેના ખર્ચની રકમ કાંઇ કારણસર નહિ મળવાથી તે ભોગ બંધ કરવા ઠરેલું. તે જારી કરાવી તેના જાથુ નિભાવ સારૂ ડાકોરમાં શ્રી ગોપાળ લાલજી મહારાજની પેઢીમાં સંવત ૧૯૬૭ ના જેઠ વદી ૮ ના રોજ રૂ. ૩૬૦૦) જમા કરાવી તેના વ્યાજમાંથી કરવા ઠરાવેલું તે હાલ સુધી જારી છે. તથા ભરતખંડના બાજખેડાવાળ બ્રાહ્મણ જ્ઞાતિની કોનફરેન્સ (સભા) ડાકોરમાં સંવત ૧૯૬૮ ની સાલમાં ભરાએલી તેના પ્રમુખ તરીકે નીમાવાથી જ્ઞાતિમાં સુધારા થવા જોગ સુચના કરી તે બદલ રૂ. ૨૦૦૦) આપવામાં આવેલા

ત્થા ડાકોરમાં સંવત ૧૯૭૦ ના સાલના માગશર માસમાં વિષ્ણુયાગ કરી શ્રીરણુછોડરાયજી મહારાજની મહાપુંજા વાગા વસ્ત્ર કરી રાજભોગ આપી સુદી પુનમના રોજ સઘળા બ્રાહ્મણોની ચોરાશી, સેવક મંડળ અને ઉમરેઠની આંટ જમાડી સારી દક્ષણા આપવા વિગેરેમાં સુમારે રૂ. ૫૦૦૦) સુધી ખર્ચ થયેલો.

એ રીતે સારા માઠા અને ધર્માદા વિગેરેના ખરચો કરતાં બચેલું તેમાંથી પ્રથમની સ્ત્રીના દીકરા મણીલાલને તેના નીર્વાહ જોગ આપી બાકીનું બીજી વારની સ્ત્રીના બન્ને દીકરા સારૂં રાખવામાં આવેલું ને દિકરા સગીર હોવાથી તેનો વહીવટ મારે કરવો પડે છે. પરંતુ મારૂં રૂ. ૨૦૦) ના પેનસનમાં નિર્વાહ કરૂં છું. આ રીતે થવામાં મારી કોઇ પ્રકારની શક્તિ નહોતી પણ શ્રીરણછોડજી મહારાજની કૃપાથી સઘળું સારી રીતે થયુ છે. એ આખી જીંદગીના અંદર મળેલા અનુભવ ત્થા ડંકપુરાણ, બોડાણાઆખ્યાન સાંભળવામાં આવેલું ત્થા બીજા વધારે અનુભવી લોકોથી સાંભળેલી હકીકત અને ડાકોર ટેમ્પલ કમીટીના મેનેજરે દસસાલી હકીકતનો કરેલો રીપોર્ટ વિગેરે ઉપરથી પરમભક્ત બોડાણા વિજયસિંહની બાબત સાચી જણાએલી હકીકત વિષે આ લઘુ પુસ્તક રચવામાં આવેલું છે. તેમાં વાચક બંધુઓને કાંઇ ખામી જણાય તો સુધારી વાંચવા નમ્ર વિનંતી છે. સંવત ૧૯૮૧ ના પોશ વદી ૪.

સર્વ પ્રાણીયોનો સેવક,

**ભાઇશંકર રેવાદત્ત પંડયા**

**ના ભગવદ્ સ્મરણ વાંચવા.**

૧૨૧૦૯

# ભાગ ૧ લો.

## પરમભક્ત બોડાણા વિજયસીંહનું આખ્યાન.

શ્રીરણછોડરાયજી મહારાજ શ્રીદ્વારકામાં બીરાજતા હતા તે વખતે ગામ પરગામ તથા દેશ પરદેશના ઘણા લોકો તેઓશ્રીની સેવા પુજા વીગેરે ભકિત અર્થે મોહોટા સંઘ કહાડી જાત્રા સારૂ વારંવાર દ્વારકા જતા હતા. તેના અંદર એક વખત તેવા જાત્રાળુ લોકો ઠાસરા તાલુકાના ડાકોર ગામે અવેલા તેમની સાથે એ ગામના રહીશ ક્ષત્રી જાતના રજપુત ગરાસીઆ બોડાણા વિજયસીંહ તથા તેની સ્ત્રી ગંગાબાઇનો સમાગમ થયો તેઓ સાથે થયેલી વાતચીતથી બંને પુરૂષ સ્ત્રીને ઘણી શ્રદ્ધાથી પ્રેમપૂર્વક ભક્તિ પ્રાપ્ત થઇ એટલે તે બોડાણા વિજયસીંહે તે જાત્રાળુ લોકો માફક શ્રીરણછોડરાયજી મહારાજની સેવાપુજા સારૂ દર છ માસે પોતાના જમણા હાથમાં તુળશી વાવી દ્વારકા જઇ શ્રીરણછોડજી મહારાજની સેવાપુજા કરી હાથમાં વાવેલી તુળશીના દ્વી-દળ ચઢાવી જાત્રા કરવા માંડી. એ પ્રમાણે વર્ષ ૭૨ સુધી કરી, તેમાં પાછલા ભાગમાં બોડાણા ભક્તની વૃદ્ધાવસ્થાને લીધે ઘણી તરેહની અડચણો આવવા લાગી તે જાણી ભક્તવત્છલ દીનદયાળ ભગવાન શ્રીરણછોડરાયજી મહારાજે બોડાણા ભક્તને આજ્ઞા કરી કે હવે તને વધારે અડચણો પડે છે તેથી તારે ગામ આવી નિવસ કરીશું. માટે એક ગાડી લઇ આવજે તેની અંદર અમો બેસી આવીશું એમ કરેલી આજ્ઞા પ્રમાણે ભક્ત બોડાણો ગાડી લઇ

ગયો તે વખતે દ્વારકાના ગુગલી વીગેરે લોકોએ પુછતાં બનેલી હકીકત કહી કે શ્રીરણુછોડજી મહારાજને લઇ જવા ગાડી લાવ્યો છું. તે ઉપરથી તે લોકોએ ભાગલી તુટલી ગાડી અને દુરબલ બળદોઆ જોઇ બોડાણા ભક્તની કહેલી વાત સાચી માની નહી પરંતુ રાત્રે શ્રીઠાકોરજીને પોઢાડી દ્વાર વીગેરે બંધ કરી તાળા પુરી સારો જાપતો કર્યો હતો. તે દીવસે અરધી રાત્રી ગયે શ્રીરણુછોડજી મહારાજે દ્વાર ઉઘાડી કરેલો જાપતો કહાડી નાંખી બોડાણા ભક્ત પાસે જઇ તેની પાસે ગાડી જોડાવી તેમાં બેસી ગાડી ચલાવવા આજ્ઞા કરતાં બોડાણા ભકતે ગામ બહાર જતા સુધી ગાડી ચલાવી. તે પછી તેને આજ્ઞા કરી કે તું થાકેલો છે માટે સુઇ જા. અમો ગાડી ચલાવીશું. તે પ્રમાણે તે સુઇ ગયો એટલે શ્રીરણુછોડજી મહારાજે દીવસ ઉગતા પહેલાં લગભગ ગઉ ૨૦૦ ઉપર સીમલોજ ગામે ગાડી લાવી પોતે તે જગોએ આવેલા લીમડાના ઝાડનું ડાળ ઝાલી ઉભા રહી ભકત બોડાણાને આજ્ઞા કરી કે તારૂં ગામ પાસે આવ્યું છે માટે ગાડી ચલાવ. તે ઉપરથી તે બોડાણા ભકતે શ્રીભગવાનને ગાડીમાં બેસાડયા. અને તે લીમડાનું ડાળ કડવું હતું તે મીઠું થયેલુ જાણું પરંતુ ભગવાનશ્રીની આજ્ઞા પ્રમાણે તે જગોએથી ગઉ એક ઉપર આવેલા પોતાના ડાકોર ગામે ઉતાવલી ગાડી લઇ જઇ શ્રી રણુછોડજી મહારાજને પોતાને ઘેર પધરાવી ઘણા પ્રેમથી સેવાપુજા વીગેરે તે બોડાણા વિજયસીંહ અને તેની સ્ત્રી ગંગાબાઇએ કરવા માંડી. તે દીવસે એટલે સંવત ૧૨૧૨ ના કારતક સુદી પુનમના રોજે ગામમાં મોટો આનંદ થયો.

દ્વારકાંમાં તેજ દીવસે એટલે સંવત ૧૨૧૨ ના કારતક સુદી પુનમના રોજ સવારમાં સઘળા ગુગલી વીગેરે સેવક લોકોએ ભગવાન-

શ્રીનું મંદીર ઉઘાડતાં તેમાં ભગવાનશ્રીની મુરતી ગયેલી જોવાથી તે શ્રી રણછોડરાય મહારાજની મુરતી ભકત બોડાણો લઇ ગયો અને તેની ગાડી નબલા બળદથી વધારે દુર જાય તેવી નથી. તેથી થોડેક છેટે ગયો હશે ત્યાં શ્રીભગવાનશ્રીની મુરતી શહીત તેને પકડી લાવી યોગ્ય શીક્ષા કરવી જોઇએ એમ કહી ઘણા ગુગલી વીગેરે લોકો તેમ કરવા સારૂ ચાલી નીકલ્યા પરંતુ તે પ્રમાણે ગાડી મળી નહી આવ્યાથી તેની શોધ કરતા કેટલાક દીવસે ડાકોર ગામે આવી પહોંચ્યા તેની ખબર શદર બોડાણા ભકતને પડવાથી શ્રી ઠાકોરજીને આપવા પડે નહી એમ ધારી શ્રી ભગવાનની મુરતી તેમની આજ્ઞાથી ગોમતી નામના તલાવમાં સંતાડી દ્વારકાં વાળા આવેલા લોકોને રાજી કરવા દહીનું એક ગોરશ લઇ તેમના સામો મલવા ગયો તે વખતે તેને આવતો જોઇ. ગુગલી વીગેરે સેવકો આવેલા તેમાંથી એક માણસે ધનુષ્ય (કામઠામાં) તીર ( બાંણ ) ચડાવી ભકત બોડાણાને મારવાથી તે તુરત પડી મરી ગયો એટલે તે ગુગલી વીગેરે સેવકો કરેલા ગુન્હાથી ધીરા પડયા એટલુંજ નહિ પણ તે બાણ શ્રીઠાકોર-જી મહારાજે પોતાના અંગ ઉપર ધારણ કરવાથી તેમાંથી નીકળેલા રૂધીર વાળુ ગોમતીનું પાણી થયુ. તેથી ડાકોર ગામના લોકોએ ગુગલી વીગેરેને ઠપકો આપવાથી તે ગુગલી વીગેરે લોકોએ ભગવા-નશ્રીની મુરતી લઇ જવા માટે ખાવાનુ અન્ન તજી અપવાસ કરવા માંડયા. તેથી દીનદયાળુ ભગવાનશ્રીએ બોડાણા ભકતની પવીત્ર સ્ત્રી ગંગાબાઇના સ્વપનામાં જઇ આજ્ઞા કરી કે ગુગલી વીગેરે લોકો અપવાસ કરે છે તેમને કોઇપણ રીતે રાજી કરી પાછા મોકલવા જોઇએ માટે મારી મુરતી બરાબર સોનુ આપવા ગામ લોકો સાથે

રાખી ઠરાવ કરો અને જેટલું સોનું તમારાથી અપાશે તે કરતાં મારી મુરતીનું વજન ઓછું થશે પણ તેઓની સાથે તુલસી પત્ર રાખી ત્રાજવામાં મુકવુ એ રીતે આજ્ઞા કરવાથી તે વખતે ગંગાબાઇએ મારી પાસે સોનામાં નાકની સવાવાલની ફક્ત વાળી છે એમ કહેવાથી ભગવાનશ્રીએ તેટલું વજન થવા જણાવ્યું તેથી ગામલોકોની શંમતીથી ગુગળી લોકો સાથે કરાર કર્યો તેથી તે ગુગળી લોકોએ ભગવાનની મુરતી ઘણી ભારે હોવાથી વધારે સોનું મળશે અને મુરતીથી તેટલો લાભ થવાનો નથી વીગેરે લોભમાં પડી કબુલ થયા. તેથી ગોમતીના પુર્વ કાંઠા ઊપર શ્રીડંકનાથ મહાદેવજીના દેરા નજીક ભગવાનશ્રીની મુરતી તોળી સોનુ આપવા માટે બે મોટા ત્રાજવા વાળો ત્રાંસ (કાંટો) ઉભો કરવામાં અવ્યો તે વખતે સઘળા ગુગળી વીગેરે દ્વારીકાવાળા લોકો તથા ડાકોર વિગેરે ગામોના લોકો તથા ગંગાબાઇ વીગેરે ત્યાં આવી પહોંચ્યા તેમાંથી દ્વારકાવાળાએ સોનું મંગાવવા ગંગાબાઇને કહેતાં તેમણે કહ્યું કે સોનું આવી ગયું છે માટે તમે ભગવાનશ્રીની મુરતી લાવી ત્રાજવાંમાં પધરાવો એટલે અમે તે બરાબર સોનુ બીજા ત્રાજવામાં મુકીશું તે ઉપરથી ગુગળી લોક ભગવાનની મુરતી લાવવા સારૂ ગયા પરંતુ મુરતી વધારે વજનદાર બનવાથી ઉઠાવી શકાઇ નહિ તેથી વધારે સોનુ મળશે એમ રાજી થતા પાછા આવ્યા એટલે તે લોકોને લઇ ગંગાબાઇ ભગવાનશ્રીની પાસે ગયાં અને મુરતીને પોતાનો હાથ અરાડયો એટલે મુરતી ઉપડવાથી તે ગુગલી લોકે એ લાવી ત્રાજવામા પધરાવી અને તેમના સામા ત્રાજવામાં ગંગાબાઇએ પોતાની કેડે ખોશેલી સોનાની સવા વાલની વાલી હતી તે તુલસી દલ સાથે મુકવાથી તે ત્રાજવુ નમી જમીને અડયું. અને તેનાથી ઉંચું ભગવાનશ્રી વાલુ

ત્રાજવું ગયું. તે જોઇ સઘળા લોકો આશ્ચર્ય પામ્યા અને દ્વારકા વાળા લોકો નારાજ થઇ ભગવાન વીગેરેની નીંદા કરવા લાગ્યા. પરંતુ થયેલા ઠરાવ પ્રમાણે બન્યું અને તેમાં ફેરફાર કરવા જેવું નહિ હોવાથી દ્વારકાવાળા લોકો ઉદાસ થઇ પોતાના મુકામે ગયા અને શ્રીરણછોડજી મહારાજની મુરતી શ્રી ડંકનાથ મહાદેવજીનાં દહેરાંમાં એક બાજુ તરફ પધરાવી તે દીવસે રાત્રે દ્વારકાવાળા લોકોને સ્વપનામાં જઇ ભગવાનશ્રીએ આજ્ઞા કરી કે હું ભક્ત બોડાણના પ્રેમથી બંધાઇ આવ્યો છું. તેથી દ્વારકા પાછો આવીશ નહિ પણ તમો દ્વારકાં જઇ શેવરધની નામની વાવમાં મારી બીજી મુરતી છે તે માસ ૬ પછી કાહાડી મારી જગોએ પધરાવજો એટલે તમારી આજીવીકા ચાલશે માટે તમો સઘળા પાછા જાવ. એ રીતે થવાથી તે લોકો પાછા દ્વારકા ગયા ત્યારબાદ તેમણે શ્રી ભગવાન કરેલી આજ્ઞા ઉપર ઓછો વિશ્વાસ રાખી માસ ૬ કરતાં ઓછી મુદતમાં સદર વાવમાંથી મુરતી કાહાડી તેથી તે કાચી રહેલી હોવાને લીધે તેને સ્નાન કરાવતાં તેમાંથી રેતી ગરવા માંડી એટલે તે અને બીજી મુરતીઓ મંદીરમાં ભગવાનશ્રીની જગોએ પધરાવી સેવા પુજા વીગેરેનું કાર્ય જારી કરવામાં આવ્યું હતું. તે પ્રમાણે હાલ સુધી ગુગલી બ્રાહ્મણ જે સેવકો છે તે ભગવાનશ્રીની સેવાપુજા અને નૈવેદ કરી ઉપજ થાય તે ભાગ મુજબ વહેંચી લે છે ફકત દરરોજ બપોરના રાજભોગ શારદા પીઠના શ્રી શંકરાચાર્ય મહારાજ તરફથી થાય છે તેમાં વડોદરાના શ્રીમંત ગાયકવાડ તથા બીજા ભકતો તરફથી સારી મદદ મળે છે પરંતુ તે સઘળો વહિવટ અમુક નિયમસરનો જણાતો નથી તથા ઉપર બનેલી સઘળી હકીકત દ્વારકાવાસી કબુલ કરે છે એટલે તેમાં શંકા લાવવા જેવું રહેતું નથી.

# ભાગ ૨ જો.

## શ્રી રણછોડજી મહારાજ ડાકોરમાં પધાર્યા પછી તેઓ શ્રીના પ્રભાવથી બનેલી હકિકતનું વર્ણન.

---

ડાકોરમાં ડંકનાથ મહાદેવના દેરામાં એક બાજુએ પધરાવેલી શ્રીરણછોડજી મહારાજની મૂતની સેવાપુજા નૈવદ વીગેરે બોડાણા ભકત વિજયસીંહની સ્ત્રી ગંગાબાઇ કરતાં હતાં પરંતુ સમય આવી પહોંચતાં પંચભૂતનોદેહ તજી વૈકુંઠવાસી થવાથી ભગવાનશ્રીની પુજાસેવા વીગેરે મહાદેવના પુજારી તપોધને કરવા માંડી. ગામના ગરાસીઆ વીગેરે લોકોને ઠીક ન લાગવાથી તેઓએ હાલ શ્રીલક્ષ્મીજી માતાનું મંદીર છે તેની ઉત્તરે એક નાનું મંદિર બંધાવી તેમાં શ્રીરણછોડજી મહારાજને પધરાવી તેઓની સેવાપુજા નૈવેદ વગેરે ખર્ચ સારૂ તે વખતના મોગલ સરકારની મંજુરી મેળવી ડાકોર ગામ શ્રીરણછોડજી મહારાજને ધરમાદા આપી તેની ઉપજમાંથી કરવા ઠરાવ્યું તથા તે ભગવાનશ્રીની સેવાપુજા એક ખેડાવાળ બ્રાહ્મણને સોંપવામાં આવી તથા બપોરે રાજભોગની સામગ્રીની રસોઇ કરવી તે નૈવેદ ( રાજભોગ ) ધરાવી આરતી કરવાનું કામ તેની સહાય માટે શ્રીગૌડ બ્રાહ્મણને સોંપ્યું. અને તે મંદીર વીગેરેનો કબજો તપોધનનો રહેવો જોઇએ તથા ભેટ વગેરે ઉત્પન્ન થાય તે

નીમે તપોધને તથા બાકીનો નીમે ભાગ ખેડાવાળ અને શ્રીગોડે નીમોનીમ લેવો એ રીતે ઠરાવ્યું હતું તે પછી સદરહુ હકીકત દીન પર દીન વધારે પ્રસિદ્ધિમાં આવવાથી ગામ પરગામ તથા દેશ પર દેશના ઘણા લોકો શ્રીરણછોડજી મહારાજની સેવાપુજા અને દરશન વીગેરે સારૂ દર માસની પુનમ ઉપર તથા બીજા અનુકુલ વખતે જાત્રા શારૂ આવવા લાગ્યા તથા તેઓની ભકિત અને પ્રેમ મુજબ ભગવાનશ્રીએ મન કામનાઓ પુર્ણ કરવા માંડી. તેથી અમદાવાદ, ખંભાત, વડોદરા, ભરૂચ, સુરત, મુંબાઇ, પુના વગેરે મોટાં શહેરો કસ્બા અને ગામોના લોકો મોટા સંઘ કહાડી આવવા લાગ્યા. તેના અંદર કેટલીએક મુદતે ખંભાત શહેરના નંદન નામના મોટા શ્રીમંત વૈષ્ણવ ભકતે સદર નાના મંદિરની નજીકમાં હાલ શ્રી લક્ષ્મિજી માતાજી બીરાજે છે તે મંદિર બંધાવી તેમાં શ્રી રણછોડજી મહારાજને પધરાવ્યા અને તે પછી કેટલીએક મુદતે એટલે સં. ૧૮૨૮ ની સાલમાં રા. રા. ગોપાળરાવ નાયક ત્રાંબેકરે મોટા ખરચે હાલનું નવું મંદિર બંધાવ્યાથી તેમા શ્રી રણછોડજી મહારાજને પધરાવવામાં આવ્યા છે તે વખતે જુના મંદિરમાંથી મૂર્ત નહિ ઉપડવાથી બોડાણાના કુટુંબના વંશજને બોલાવી તેના હાથે મૂર્તિ ઉઠવાથી તે નવા મંદિરમાં પધરાવવામાં આવી છે. ત્યારથી હાલ સુધી ભગવાનશ્રી એ નવા મંદિરમાં બીરાજે છે અને જુના મંદિરમાં શ્રી લક્ષ્મિજી માતાને પધરાવવામા આવ્યા છે. તથા પ્રથમના નાનાં મંદિરમાં પણ જીર્ણોદ્ધાર કરી ભગવાનની નવી મુર્તિ પધરાવેલી છે.

રા. રા. ગોપાળરાવ નાયક ત્રાંબેકરે ઉપર મુજબ મંદિર બંધાવ્યું તે વખતે પેશવાઇ અમલ થવાથી શ્રીમંત ગાયકવાડ સરકાર

ગુજરાતનો વહિવટ કરતા હતા. તેઓ સાથે ગોપાળનાયક ત્રાંબેકરને મહોબત અને સારો વસીલો હોવાથી તેઓની પાસે શ્રીરણછોડજી મહારાજના મંદિરમાં ડાકોરની ઉપજથી ખર્ચ પુરો થતો નહિ હોવાથી તેની મદદમાં તથા હાથી ઘોડા વીગેરે વાહન ભગવાનશ્રીને અર્પણ કરાવી તેના ખર્ચ સારૂ મોજે કંઝરી ગામ શ્રી રણછોડજી મહારાજને અપાવ્યું અને તેનો તથા ડાકોર ગામનો વહીવટ પોતાના તરફથી થવાની સનંદ મેળવી હતી. અને તે પ્રમાણે વહીવટ ચાલવામાં વાંધો પડવાથી કેટલીએક મુદત ગાયકવાડ સરકારના કામદારોની દેખરેખ રાખી વહિવટ કરતા હતા. તથા ત્યારબાદ બ્રીટીશ રાજ્ય થવાથી તેઓ તરફથી ખેડા જીલ્લાના મે. કલેકટર સાહેબ તરફથી વહીવટ થતો હતો પણ છેવટ નામદાર મુંબઈ સરકારના તા ૩ જુલાઈ સને ૧૮૪૧ ના રોજના ઠરાવ ( રેગ્યુલેશન ) મુજબ સદર બંને ગામ શ્રી રણછોડજી મહારાજના ધર્માદા ગણી તેનો વહીવટ સદર ગોપાલનાયક ત્રાંબેકરના વંશવાળાએ કરવા ઠરાવવામાં આવ્યું છે તથા મહેસુલી ઉપજનો વહીવટ પંચ કમીટી નીમી તેઓની સલાહ મુજબ વર્તવા ફરમાવ્યું છે.

ઉપર બતાવ્યા શીવાય શ્રી રણછોડજી મહારાજની ગાયોના ઘાસ ચારો અને દાણા ખર્ચ સારૂ મોજે ધડવીપુરા ગામ-ધડવી હીંમતસીંહ ભવાનીદાસે સં. ૧૮૯૫ ના ફાગણ વદી ૨ ના દિવસે તથા મુંબઈના શેઠ વ્રિજભુખણદાસ આત્મારામે મોજે કાજીપુરા ઉરફે ઠાકોરપુરા નામનું ગામ તા. ૨૫-૧૦-૧૯૦૭ ના રોજ ધર્માદા શ્રી રણછોડજી મહારાજને અર્પણ કરવાથી તેનો તથા કસ્બે ઉમરેઠમાં વડી ભાગોળે કુવા વાળી ફુલઝાડ વગેરેની જમીન શ્રી રણછોડજી

મહારાજની છે તેમાં આશરે વર્ષ ૪૦ ઉપર વૈષ્ણવ મથુરદાસે ભોગ મુર્તિ શ્રી ગોપાળલાલજી મહારાજને પધરાવી તેઓશ્રીનાં પગલાનું સ્થાપન કરી બેઠક બનાવી છે. તેનો તથા વડોદરામાં ભગવાનશ્રીના માજી ભંડારી બાવા રામરતનદાસે શ્રી રણછોડજી મહારાજના બંધાવેલા મંદિરનો તથા શ્રી રણછોડજી મહારાજને દરરોજ નૈવેદની સામગ્રીમાં અમુક ભોગમાં અમુક વસ્તુ કરાવી. ધરાવવા ઘણા વૈષ્ણવ લોકોએ નીજ મંદિરમાં શ્રી ગોપાળલાલજી મહારાજના નામથી ચાલતી પેઢીમાં જુદી જુદી હજારો રૂપીયાની રકમો જમા કરાવી તેના વ્યાજમાંથી કરવા સારૂ ધરમાદા આપેલી છે તેનો તથા બ્રીટીશ રાજ્યના કેટલાએક તાલુકાઓમાંથી તથા ગાયકવાડ સરકાર તરફથી તથા રાજપીપળા, છોટાઉદેપુર લીંબડી વગેરે રાજ્યોના મહારાજાઓ તરફથી તથા બીજા કેટલાએક વૈષ્ણવો તરફથી કેટલીએક આપેલી જમીનોની વારસીક ઉપજ તથા વરસાસન તરીકે રોકડ ઉપજ આવે છે તેનો તથા બીજા અનેક મોટા-નાના રાજા મહારાજા અને વૈષ્ણવો વગેરે લોકોએ કરેલી માનતાઓ બદલ રોકડ રકમો તથા સોના રૂપાના અને હીરા મોતી વીગેરેનાં આભૂષણો અને અનેક તરેહના પોષાકો વિગેરે શ્રી રણછોડજી મહારાજને અર્પણ કરવામાં આવે છે તે સઘળાનો શ્રી રણછોડજી મહારાજના મંદિર તરફથી વહીવટ થાય છે.

શ્રીરણછોડજી મહારાજનું મંદિર તથા તેને ફરતા કંપાઉંડને ચારે બાજુએ સમચોરસ પાકો કીલ્લો વીગેરે રા. રા. ગોપાળરાવ નાયક ત્રાંબેકરે મોટા ખરચે સુંદર જોઇએ તેવી સગવડવાળું બંધાવ્યું તે પછી તેમાં રાજા મહારાજા, શ્રીમંત ગૃહસ્થો, મહાત્માઓ વીગેરે વૈષ્ણવો

તરફથી હજારો રૂપીયા ખર્ચ કરી સુધારા વધારા થવાથી મંદિરની વધારે સારી સુંદર શોભા થઇ છે એટલે સદરહુ મંદિરના શીખરબંધી ચાર ભાગ છે તેમાં વચલો મૂખ્ય ભાગ ઘણો મોટો અને ઉંચો બાંધેલો છે જેના ઉપર સોનાના કળસ રૂપાની પવન પાવડી અને રેશમી સફેદ ધજા (નીશાન) હંમેશા ચઢેલાં રહે છે. તથા જમીન ઉપર આરસપહાણ જડેલા છે તે ઉપર સવાલક્ષ રૂપીયાના સોના રૂપાના સીંહાસનમાં પશ્ચિમ તરફના મુખારબીંદથી શ્રી રણછોડજી મહારાજ બીરાજે છે. તેઓશ્રીના ચરણારવીંદ પાસે કેટલીએક વખત ભોગ મૂર્તિ શ્રી ગોપાળલાલજી મહારાજ તથા શ્રી લક્ષ્મીજી માતાજીને પધરાવવામાં આવે છે તથા તે સીંહાસનની ઉત્તર દક્ષિણ બાજુએથી સીંહાસન ઉપર ચઢી ભગવાનશ્રીની સેવાપુંજા આભુષણ વીગેરે સણગાર ધરાવવાનું તથા ચર્ણસ્પર્શ વીગેરે કરવાનું થાય છે. તથા પશ્ચિમ તરફની બાજુએથી નૈવેદ (ભોગ) ધરાવવાનું તથા આરતી અને દર્શન કરવા વીગેરે સારી સવડો છે. એ મંદિરને ચાર દિશાએ ચાર સુન્દર દ્વાર રૂપાના કમાડવાળાં છે. તેમાં ઉત્તર તરફનાં દ્વારથી શ્રીજીના સેવક-બ્રાહ્મણ-ક્ષત્રી-વૈશ્ય એ રીતે દ્વીજ જાતના લોકો અંદર જઇ દરેકને યોગ્યતા મુજબ ઠરેલા નિયમ મુજબ ભગવાનશ્રીની સેવાપુંજા કરી નૈવેદ ધરાવી દર્શન વીગેરે કરી દક્ષિણ તરફના દ્વારથી બહાર જાય છે. તથા પશ્ચિમ તરફના દ્વાર બહાર રૂપાની જાળી વાળો ભાગ મોટા ગુમટને લગતો છે તેમાં હીંડોળા વખતે તેમજ પારણા વખતે શ્રી ગોપાળલાલજી મહારાજ હીંડોળામાં તથા પારણામાં પધારી ઝૂલે છે. અને પાસે ગવૈયા લોકો ભજન કિર્તન ગાય છે. એ મૂખ્ય મંદિરની દક્ષિણે શીખર બંધી આવેલા મંદિરના ભાગમા રૂપાના પલંગ, હીંડોળા,

સાંકળો, ખુરસીઓ, રેસમી ભરતનાં બીછાનાં તથા ફરતા આરસ-પહાણ-બીલોરી કાચ જડેલા વીગેરેથી વધારે સુંદર સુખશય્યા છે. તેમાં હંમેશાં શ્રીગોપાળલાલજી મહારાજ તથા શ્રીલક્ષ્મીજીમાતા બીરાજે છે તથા પૂર્વ તરફના શીખર બંધી મંદીરના ભાગમાં મોટો ભંડાર છે. તેમાં મોટી મોટીકીંમતના દાગીના-પોશાક વીગેરે રહે છે. તથ તેને બે દ્વાર છે તે મધ્યે એક દ્વાર ભગવાનશ્રીવાળા મંદીરના ભાગમાં તથા બીજું દ્વાર બહારના ભાગમાં છે તથા ઉત્તર તરફના શીખર બંધી મંદિરના ભાગમાં ભગવાનશ્રીના નૈવેદની સામગ્રી તથા પ્રસાદ વગેરે હોય તે રાખવા તથા વહેંચવા વગેરે સેવક લોકો વ્યવસ્થા કરે છે, તથા ત્યાં આગળ જળઘર છે. ભગવાનશ્રીના બીરાજવાવાળા મૂખ્ય મંદિરની પશ્ચિમે જાળી લગતો મોટો ઘુમટ સોનાના કળસવાળો છે. તેમાં ચારે વર્ણના સઘળા લોકો આવી ભગવાનશ્રીના દર્શન કરે છે તેમાં પુરૂષો તથા સ્ત્રીઓને નોંખા રહી દરશન કરવાની સારી સવડ છે તથા દર સાલ કારતક સુદી પડવાના દિવસે રાંધેલા ચોખા મણ સવાસોથી વધારે વજનનો અન્નકોટ પુરી તે ઉપર મણ સવાનો લાડુ એક મુકી ભગવાનશ્રીને ધરાવી આરતી કરી અન્નકોટ ગામડાના આવેલા શુદ્ર જાતીના વીગેરે લોકો હંમેશ માફક લુંટી જાય છે તથા તે મોટા ઘુમટને લગતો-ઉત્તર, દક્ષિણ અને પ[illegible]મે [illegible]ાના ઘુમટો છે આ સઘળામાં ચિત્રકળાની રચના અને આરસપહાણ જડેલા વીગેરેથી ઘણી સુંદરતા જણાય છે. શીખરબંધી મંદિરના ભંડારવાળા ભાગની ઉત્તર તરફ રાજભોગની સામગ્રી કરવાની પાકશાળા તથ દક્ષિણે શ્રીગોપાળલાલજી મહારાજને વરઘોડા વખતે પ[illegible]ગરવાનો જાળીના[illegible] મં[illegible] [illegible] મંદિરના ઘુમટ વાજારે સવગી જગાને જણતા ઓટલા

પગથીયાં વીગેરે જોઇએ તેવાં છે. તે મુકી ચારે બાજુના કોટ સુધી ખુલ્લો ભાગ છે. તેમાં લોકો બેસી ભજન કરે છે તથા પ્રદક્ષણા ફરે છે તથા પશ્ચિમના ભાગમાં પાકા મોટા બે દીપમાળ છે તેમાં દિવાળી વગેરે તહેવારોમાં રોશની કરવામાં આવે છે તથા લોકોને આવવા જવા વીગેરેને મોટો દરવાજો છે. અને તે ઉપર મેડે ટકોરખાનું છે તેથી તેમાં દિવસે દર પહોરે તથા અડધી રાતે ચોઘડીયાં વાગે છે તથા પાસે ફુલભર છે. ઉત્તર તરફની બાજુએ મોટો બીજો દરવાજો લોકોને જવા આવવાનો છે તે તરફ રીસીવર ઓફીસ વીગેરે પણ છે. પૂર્વ તરફની બાજુએ ત્રીજો દરવાજો છે તે ખાસ જરૂર વખતે ઉઘાડવામાં આવે છે. નાનો ભંડાર, રાજભોગ સિવાય ભોગોની પાકશાળા શાકભર વીગેરે છે. દક્ષિણ તરફની બાજુએ એક નાની બારી ત્રાંબેકરના કંપાઉન્ડમાં થઇ જવા આવવાની છે. તે તરફ મીઠા પાણીનો કુવો તથા કબુતરખાનું છે.

ડાકોર ગામમાં ઉપર પ્રમાણે થવાથી તે ગામડુ મટી શહેર જેવું બન્યું છે એટલે ગામ પરગામ દેશ પરદેશથી ઘણા બ્રાહ્મણ, વાણીઆ, વેપારી, કારીગર, મજુર વીગેરે સઘળી જાતના લોકો જાથુ રહેવા સારૂ સારી ઇમારતો અને ઘરો બાંધી આવી રહ્યા છે તથા બીજા વડોદરા વીગેરે શહેરો અને ગામડાના લોકોએ ડાકોર જાત્રા સારૂ આવવું પડે તે વખતે રહેવા સારૂ સારાં મકાનો બાંધ્યાં છે તથા સાધુ મહાત્મા લોકોએ કેટલાંએક મંદીરો અને રહેવાની જગો બાંધી છે તથા ઘણી ધર્મશાળાઓ થઇ છે તથા બીજાં ન્હાનાં મોટાં દેવસ્થાનો, મંદીરો થયાં છે તથા શ્રીરણછોડજી મહારાજનું નવું મોટું મંદીર ગામની વસ્તીની વચ્ચે આવેલું છે તેની પશ્ચિમે મહુડયાં

ગોમતી તલાવ આવેલું છે તે ઘણું મોટું હોવાથી તેનો ફરતો ઘેરાવો ગાઉ ત્રણ સુધીનો ગણવામાં આવે છે તેના પૂર્વ-દક્ષિણ તરફના કાંઠા ઘણા લાંબા સીધા સપાટ હોવાથી તે ઠેકાણે તથા પશ્ચિમ તરફના કાંઠાના થોડા ભાગમાં શ્રીમંત વૈષ્ણવ લોકોએ પાકા ઓવારા બંધાવ્યા છે તેથી લોકોને તથા જાનવરો વીગેરેને ન્હાવા ધોવા પાણી પીવા સવડ સારી છે તેમ એ ગોમતીનું પાણી ઘણું સ્વચ્છ રહે છે. તથા હમેશાં ખુટતુ નથી તેમાં નહાના બેટ તરીકે કેટલીએક ટેકરીઓ આવેલી છે તથા રાતા કમલનાં મોટાં ફુલ સારાં થાય છે તેથી ઉનાળા વીગેરે ગરમઇના વખતમાં કેટલાએક લોકો હોડીઓમાં બેસી હવા ખાવા તથા ટેકરીઓમાં આવેલા દેવસ્થાનોનાં દરશન કરવા જાય છે બાંધેલા ઘાટ ઉપર ઘણે ઠેકાણે લોકોએ અને સાધુ મહાત્માએ દેવસ્થાનો અને રહેવાનાં મકાનો બંધાવ્યાં છે તેના અંદર ગોમતીના પૂર્વ તરફના ઘાટની દક્ષીણ તરફને ખુણે ઇશ્વરનો ઓવારો કહેવામાં આવેછે તે ઘાટ ઉપર ઘણું સુંદર શ્રીગણપતી મહારાજનું મંદીર છે તે ઠેકાણેથી શ્રીરણછોડજી મહારાજની આરતીનાં દરશન થતાં હોવાથી ઘણા લોકો આરતી વખતે ત્યાંથી દરશન કરે છે તે જગોએથી ઉત્તર તરફ નજીકમાં ભગવાનશ્રી સવાવાલ સોને તુલસીપત્ર સાથે તોલાયલા તે જગ્યા અને શ્રીડંકનાથ મહાદેવજી વગેરે દેવસ્થાનો અને લોકોને રહેવાના મકાનો આવેલાં છે દક્ષિણ તરફના ઘાટ ઉપર દેવસ્થાનો અને લોકોના રહેવાના મકાનો બંધાયલાં છે તથા બીજા ભાગમાં શ્રીરણછોડજી મહારાજની ગૌશાળા જેમાં લગભગ ૭૦૦ સુધી ગાયો વગેરે રહે છે તથા મોતી બાગ હાથી ઘોડા વીગેરેની પાગા શ્રીમહા-પ્રભુજીની બેઠક દ્વારકાવાળા શ્રીશંકરાચાર્ય માધવતીર્થ મહારાજે

બંધાવેલું શારદાપીઠનું મંદીર શ્રીત્રીકમજી મહારાજનું મંદીર અપંગ માણસો તથા ઢોરની જગો હસ્પીતાલ, ગુજરાતી તથા અંગ્રેજી નીશાળો મ્યુનીસીપાલ ઓફીસ પોલીસ ઓફીસ ગામના વહીવટદાર ત્રાંબેકરની ઓફીસ પોસ્ટ ઓફીસ તાર ઓફીસ રેલ્વે સ્ટેશનપર જવાના રસ્તા ઉપર સુંદર બાંધેલાં મકાનો તથા ધર્મશાળાઓ બજારની ગોઠવણી મેટલરોડ હોવાથી રેલ્વે સ્ટેશન વીગેરે ઠેકાણે જવા આવવાની ઘોડા ગાડીઓ મોટરો વીગેરેની સગવડ વીગેરે બાબતોની સારી શોભા અને અનુકુળતા છે તેમ નામદાર બ્રીટીશ રાજ્ય તરફથી વખતો વખત સારો બંદોબસ્ત રહે છે તેથી દર પુનમે તથા જન્માષ્ટમી રથજાત્રા વીગેરે વખતે શ્રીરણછોડજી મહારાજના દરશન અને જાત્રા કરવા લાખો માણસો વીગેરે ડાકોરમાં આવે છે. તેમને કોઇ તરેહની અડચણ આવતી નથી તે શ્રીરણછોડરાયજી મહારાજનો પ્રતાપ છે



# ભાગ ૩ જો

## શ્રી રણછોડજી મહારાજની મુરતીની સેવાપુંજા ને ભોગ વિગેરેનું વર્ણન.

શ્રી રણછોડરાયજી મહારાજની મુરતી ચતુરભૂજ મેઘ વર્ણ સ્વપ્રકાશ અખંડીત, પુરૂષાઆકાર શ્રી કૃષ્ણપુર્ણ પુરૂષોતમ ભગવાન છે તે દ્વારકાથી ડાકોર પધારી ઉપર મુજબ મંદીરોમાં સોના રૂપાના સીંહાસાન ઉપર બીરાજે છે જેવોના ડાબી બાજુના નીચેનાહસ્તમાં શંખ ઉપરના હસ્તમાં ચક્ર જમણી બાજુના ઉપરના હસ્તમાં ગદા નીચેના હસ્તમાં પદ્મ ધરાણ કરેલા હોવાથી તે શ્રી વીષ્ણુંભગવાનની મુરતીને આયોદ્ધો હસ્તફેર ધારણ કરવાથી ભગવાનશ્રીના કેશવાદી ચોવીસ નામ ગણાય છે તે મધે શ્રીગોવીંદભગવાન ગણાય તેમ છે અને તેઓ શ્રીગોવીંદભગવાનને શુમારે વર્ષ ૨૩૦૦ ઉપર શ્રીઆદ્યશંકરાચાર્ય મહારાજ થયેલા તેમણે વૈદીક વેદ ધર્મનાશ થએલો તે સ્થાપન કરેલો તેઓશ્રીએ રચેલી ચર્પટ મંજરીકા સ્તોત્રના શ્લોક ૧૨ માં **" ગેયંગીતानाम सहस्रंध्येयं श्रीपतिरुपमजस्रंनेयंसज्जन संगाति चित्तंदेयंदीन जनायचावित्तं भजगोविन्दम् भजगोविंदम् मुंढमते ॥ १२ ॥** એ રીતે આખા સ્તોત્રમાં ગોવિંદ ભગવાનનું ભજન કરવાનું જણાવ્યું છે. તથા ગોવિંદાષ્ટક નામના સ્તોત્રમાં **सत्यं**

**ज्ञानमनन्तं नित्यमनाकाशं परमाकाशं गोष्ठ प्रांगणरिंगण लोलम नायास परमायासं मायाकल्पित नानाकार भुवनाकारं क्ष्मामानाथ मनाथंप्रणमत गोविंद परमानंदम् ॥ १ ॥** વીગેરે શ્લોક આદિથી વર્ણવ્યું છે તે ગોવિંદ શ્રીકૃષ્ણ ભગવાને કરેલી બાળલીલા વિગેરે ભગવતના દસમા સ્કંધમાં વર્ણવી છે તે સઘળી પરબ્રહ્મ રૂપે કરેલી તે સ્તુતિ અને વંદન કરવા યોગ્ય બતાવી છે તથા તે શ્રીકૃષ્ણ ભગવાનનું શ્રીશંકરાચાર્ય મહારાજે પોતાનાં માતુશ્રીના અવસાન વખતે કૃષ્ણાષ્ટક સ્તોત્રના શ્લોક ૧ માં " **श्रियाश्लिष्टो विष्णुः स्थिरचर गुरु वेंद विषयोधियां साक्षीशुद्धोहरिसुर हंताब्ज नयनः ॥ गदी शंखी चक्री विमल वनमाली स्थिर रुचीः शरण्यो लोकेशो मम भवतु कृष्णोक्षि विषयः ॥१॥**

એ રીતે આખા સ્તોત્રમાં શ્રી કૃષ્ણ ભગવાનની પરબ્રહ્મરૂપે સ્તુતિ કરવાથી શ્રીકૃષ્ણભગવાને શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરી શ્રીલક્ષ્મીજી સહીત દર્શન આપવાથી શંકરાચાર્ય મહારાજે પોતાનાં માતુશ્રીનો મોક્ષ કરાવ્યો હતો તેમજ શ્રીરામાનુજાચાર્યજી તથા શ્રીવલ્લભાચાર્યજી તથા શ્રીસ્વામીનારાયણ પંથના શ્રી સહજાનંદજી મહારાજ વીગેરે વૈષ્ણવી સંપ્રદાયવાળાઓએ શ્રીકૃષ્ણભગવાન પરબ્રહ્મ સોળ કળા સંપૂર્ણ અવતાર હોવાથી તેમને ઇષ્ટદેવ ગણી તેઓની ભક્તિ, સેવા, પુંજા કરવાથી સર્વના શ્રેય સધાય છે એમ નિશ્ચે કરી તે પ્રમાણે વર્તવા પોતાના આશ્રીત વિગેરેને વિદીત્ કરે છે. તે શ્રીરણછોડજી મહારાજની પુંજા સેવા, નૈવેદ્ય ( ભોગ ) સણગાર વિગેરે સઘળી બાબતો વૈદીક રિતીએ

વેદોક્ત શ્રીગોસ્વામી હરરાયજી મહારાજે વૈષ્ણવી સંપ્રદાયને અનુસરી બાંધી આપેલી પ્રણાલીકા મુજબ થાય છે, એટલે દરરોજ સવારમાં ભગવાનશ્રીનું ઉત્થાપન થયા બાદ દંતધાવન કરાવી મંગળાભોગમાં દળના લાડુ મોહનથાળ પુરી, દુધ, દહી, સાકર,માખણ અથાણાં વીગેરે આરોગાવી પશ્ચિમ તરફનાં દ્વાર ઉઘડે છે અને તે પછી મંગળા આરતી થાય છે ત્યારબાદ બ્રાહ્મણો વેદોક્ત મંત્રોથી પાધ્ય અર્ધ્ય, આચમન્ય કરાવી દુધ, દહીં, ઘૃત, મધ, સાકરથી પંચામૃત સ્નાન તથા સુગંધીદાર ગંધ સ્નાન અને કેસર સ્નાન કરાવે છે તે પછી ગંગા, જમનાં, સરસ્વતીનાં ઠંડા ઉષ્ણને સુગંધીદાર સ્વચ્છ જળથી સ્નાન કરાવી આચમન્ય આપી અંગ વસ્ત્રથી લુછીને ધોતી, અંગરખો, પાઘ વીગેરે વસ્ત્રો તથા હીરા, મોતી, પન્ના, માણેક, સુવર્ણ વિગેરેનાં અમુલ્ય આભૂષણો ધરાવે છે ત્યારબાદ ઉર્ધ્વપુંડ તિલક શુસોભિત થાય છે. તે પછી બાળભોગ થાય છે તેમાં પુરી, સીરો, શાક, ભજીઆ, દુધ આરોગવામાં આવે છે તે પછી શિઆળામાં ધન સંક્રાંતી બેસે, ત્યારથી પુરી થતા સુધી ધનુર્માસમાં ખીચડી, લાડુ, કઢી પાપડ, કાચલી, ભરત ઘીનું ટાંકુ, શાક, કડોળ, અથાણું આરોગે છે. તે પછી સુગંધીદાર તેલ, પુષ્પોની માળા, તેમજ પુષ્પો, તુળસીદળ વીગેરે ચઢાવી બંધ દ્વારથી શણગારભોગ થાય છેતેમાં અન્ન સખડીમાં મગસના લાડુ, સીરો, પુરી ઘણી જાતનાં શાક, ગાયોનું ઉકાળેલું સાકર વીગેરે મસાલાદાર દુધ વીગેરે આરોગાવવામાં આવે છે તે પછી દ્વાર ઉઘાડી શણગાર આરતી થાય છે ત્યારબાદ થોડીવારે ગોવાળભોગ શણગારભોગની માફક થાય છે તે વખતે આરતી થતી નથી. પણ ઘણા વૈષ્ણવો પોતે તથા બીજા પાસેથી ઘણું ભાવથી તુલસીદળ ચઢાવે છે તેમાં દર શ્રાવણ માસમાં દેશ

પરદેશના ઘણા બ્રાહ્મણો આવી પુંજા કરી સવાલક્ષ તુલસીદળ ચઢાવી વિષ્ણુ સહસ્ત્ર નામ વીગેરેથી ભગવાનશ્રીનું સ્તવન કરે છે તે પછી થોડી વારે રાજભોગ આવે છે તેમાં ખાંડનો છુટો લાડુ, રોટલી, ખીચડી, દુધપાક, દાળ, ભાત, કઢી, દહીંવડાં જુદાં જુદાં શાક, પાપડ વીગેરે ધરાવવામાં આવે છે અને તેનાં દરશન લોકોને થાય છે તે પછી મુખવાસ લીધા બાદ દ્વાર ઉઘડી રાજભોગની આરતી થાય છે ત્યારબાદ થોડીવારે ભગવાનશ્રી પોઢી જાય છે. આ સઘળી વિધી ઘણે ભાગે બપોર સુધીમાં બને છે તે પછી સાંજના કલાક ૪ થી ૫ સુધીમાં ભગવાનશ્રીનું ઉત્થાપન થાય છે તે વખતે શણગારભોગ માફક અણસખડી દળના લાડુ, સુધારેલો લીલો મેવો વીગેરેનો ભોગ ધરાવવામાં આવે છે તે પછી દ્વાર ખોલી ઉત્થાપનની આરતી થાય છે ત્યારબાદ થોડીવારે સેન ભોગ આવે છે તેમાં સીરો, પુરી, દુધ શાક, કઢોળ, ભજીઆ, બાજરીનો ઢેબરાં વીગેરે ધરાવવામાં આવે છે તે આરોગ્યા બાદ દ્વાર ઉઘડી આરતી થાય છે તે પછી અલંકાર અને શણગારમાં વખતને અનુસરતો ફેરફાર થઇ શ્રીભગવાનને સુખ સજ્જામાં પધારવા સારૂ મોજડી, પાવડી મૂકવામાં આવે છે તે પછી થોડીવારે સખડીભોગ આવે છે જેમાં સીરો, પૂરી લાડુ, માલપુડા, દુધપાક, પાકી કેરીનો રસ સેવ, રોટલી, માવાની ઘારી, મેસુર, બરફી, પેંડા, બીરંજ. બાસુદી, સીખંડ, જલેબી ખાજાં, કળીના લાડુ, સુતરફેણી, મોહનથાળ વીગેરે પકવાન, દાળ, ભાત, કઢી, ખીચડી, રવૈયાં, દહીંવડાં વીગેરે ઘણી ઘણી જાતની સામગ્રી તથા ઘણી જાતનાં શાક, ભજીયાં, પાપડ, સેવો, ચટણી, અથાણાં, રાયતાં, લીલો મેવો, મસાલાદાર દુધ, દહીં, માખણ વીગેરે ઘણી જાતના પદાર્થો ધરાવવામાં.

. આવે છે જેની સંખ્યા છપ્પનભેગા કરતાં વધારે થાય છે અને તે ભોગ ભગવાનશ્રી આરોગે છે તેનાં લોકોને દરશન થાય છે. ત્યારબાદ વૈશાખ સુદી ત્રીજથી જેઠ સુદી પુનમ સુધી દુધભાત ધરે છે તેમાં દૂધ, ભાત, અથાણું, કાચલી, પાપડ, પાકી કેરીઓ આખી આરોગવામાં આવે છે. તે પછી થોડીવારે ભગવાનશ્રી પોઢી જાય છે. એ રીતે દરરોજ બને છે તેમાં તેહેવારના દિવસોમાં કંઇએક વિશેષ થાય છે.

સદરહુ સાંજનો સખડી ભોગ પેહેલાં થતો નહોતો પરંતુ સંવત ૧૯૦૦ ની સાલથી આણંદ ગામના વૈષ્ણવ મથુરદાસે પોતાના ખર્ચે સરૂ કરાવ્યો. અને તે પછી સંવત ૧૯૨૬ ના ચૈત્ર સુદી ૧૨ ના દિવસે શ્રીમદ્ ગોસ્વામીશ્રી મટુલાલજી મહારાજે છપ્પન ભોગનો મનોરથ કર્યો હતો અને તે વખતે સખડી ભોગનું ફંડ કરી મોટી રકમ ભેરી ભરાવી હતી. પાછળથી એ ભોગ ખાતે ઘણાં ફંડો થયાં છે. આ ભોગ દરરોજના તમામ ભોગોમાં શ્રેષ્ઠ છે જેમાં છપ્પન ભોગની સાહિત્ય આવે છે તે પૈકી સખડી એટલે દાળ, ભાતને કેહેવામાં આવે છે તે ભોગમાં ચોખા શેર ૨ બે દાળ શેર ૦॥ અચ્છેર, ઘી શેર ૦। પાસેર એ રીતે વપરાતું હોવાથી તેનો ખર્ચ મહાત્માશ્રી ઇચ્છારા ભટજી મહારાજ તરફથી આવતો હતો તે કેટલાએક કારણોથી નહીં આવવાથી તે વખતના રીસીવર રા. રા. માણેકલાલ નરોતમદાસે તે ભોગ બંધ કરવાનું ઠરાવ્યાથી તે ભોગ ગામ ઉમરેઠના પંડ્યા ભાઇસકર રેવાદત તરફથી તે ભોગ જારી રખાવવા તજવીજ કરી તેના જાથુના નિભાવ માટે રૂા ૩૬૦૦) શ્રી ગોપાળલાલજી મહારાજની પેઢીમાં જમા કરાવેલા છે તેના વ્યાજમાંથી સદરહુ ભોગ દરરોજ થાય છે. તેમજ પેટલાદના રહીશ

વડનગરા નાગર બ્રાહ્મણ મહાત્માશ્રી નાગરદાસ ભટજીની જગો અને મંદીર છે ત્યાંથી દરરોજ સણગાર ભોગ વખતે અનસખડીની સામગ્રી સીરો, પૂરી લાડુ વિગેરે ભગવાનશ્રીને ધરાવવામાં આવે છે તે મહાત્માએ લાબી મુદ્દત સુધી ભગવાનશ્રીની સેવા કરી હતી છેવટે વધુ સેવા કરવાની વાસના રહી જવાથી તેમણે પૂર્વ દેશમાં બ્રાહ્મણને ત્યાં અવતાર ધારણ કરી ઇચ્છારામજી નામથી નર્મદા કાંઠે હનમંતેશ્વર મહાદેવમાં રહી તપ કરી સિદ્ધિ મેળવી ડાકોરમાં શ્રી રણછોડરાયજી મહારાજની સેવા કરવા માટે પધાર્યા હતા તે વખ્તે તેમની સિદ્ધિના બળથી ઘણા વૈષ્ણવો ધર્માદા કરવા સારૂ રૂપીઆ આપી જતા હતા તે નાણાંનો શ્રી ભટજી મહારાજે પોતાને માટે કંઇ ઉપયોગ નહીં કરતાં દરરોજ ભગવાનશ્રીને પકવાન વીગેરેનો અનસખડી ભોગ ધરાવી તેઓશ્રીએ બંધાવેલી શ્રી મહા પ્રભુજીની બેઠકે દરરોજ દ્વારકાંવાસી ૩૦ ત્રીશની સંખ્યા સુધીનાં સાધુ માણસોને એક દીવસ પ્રસાદ લેવડાવતા હતા તે પછી તે લોકો અને બીજા અભ્યાગત લોકો હોય તેમને ઇલાયદી ધર્મશાળામાં રસોઇ કરાવીને જમાડતા હતા. એ પ્રમાણે તેઓએ પોતાની હયાતી સુધી ચલવ્યું એટલુંજ નહીં પણ હાલ સુધી તેમના એકઠા થએલા ફંડમાંથી થાય છે. સદગ્રુ ભટજી મહારાજે ભગવાનશ્રીના મંદીરમાં આરસપહાણ જડાવ્યા તેમજ રંગમેહેલ બંધાવીને ભગવાનશ્રીને અર્પણ કર્યો તેમજ ગોમતીનો પશ્ચીમ તરફનો મોટો ઓવારો બંધાવ્યો અને શ્રી મહાપ્રભુજીની બેઠક સ્થાપી તથા રધાકુંડ બંધાવ્યો વીગેરે ઘણાં ધર્માદા કામો કર્યાં છે. તેઓ શ્રી પૂર્વ જન્મમાં નાગરદાસ નામથી સેવા કરતા હતા તે વાત ગામમાં ચર્ચાવાથી તેમનાં પૂર્વ જન્મનાં

સગાંવ્હાલાંને પ્રસન્ન પડતું નહીં તેથી તેઓએ પેટલાદ ગામના શાસ્ત્રી મુળશંકર દાદાભાઇ નામના બ્રાહ્મણને મોકલી પૂછાવતાં શ્રી ઇચ્છારામ ભટ્ટજીએ જુવાબ આપ્યો કે પૂર્વ જન્મની વાત હમેશાં યાદ આવતી નથી પરંતુ અમારી જન્મોતરી તમારા ઘરમાં છે એવી અમોને યાદ આવે છે તે વિગેરે થયેલી વાતચીત ઉપરથી શાસ્ત્રી મુળસંકરે ઇચ્છારામ ભટ્ટજી પૂર્વ જન્મમાં. નાગરદાસ નામથી હતા એમ તેઓનાં સગાવહાલાંને જણાવી તેઓની શંકા દૂર કરી હતી તેમજ તે ઇચ્છારામ ભટ્ટજીના અવસાન વખતે ભગવાનશ્રીની સેવા કરવાની વાસના રહી જવાથી તેઓએ શ્રીનાથજીમાં ટીકાયત ગોસ્વામી તરીકે અવતાર ધારણ કર્યો હતો અને તેઓ શ્રીનાથજી માહારાજની સેવાપુંજા કરતા થયા તે વખતે તેમના પૂર્વજન્મમાં ડાકોર મધ્યે ઇચ્છારામના વખતમાં વડોદરાના વાણીઆ વૈષ્ણવો જેઓ સેવા કરતા હતા તેમાંના કેટલાએકને શ્રીનાથજીમાં પોતાની પાસે બોલાવી સેવા કરવા સારૂ રાખ્યા હતા. આ પ્રમાણે તેઓશ્રીએ ત્રણ જન્મ સુધી ભગવાનશ્રીની સેવા કરી છે અને તેવા કેટલાએક માહાત્માઓ ડાકોર સ્થાનમાં આવે છે એ સઘળો પ્રતાપ શ્રીરણછોડરાયજી મહારાજનો છે.

ઉપર પ્રમાણે ભગવાનશ્રીની સેવાપુંજા નૈવેદ્ય વિગેરે પ્રેમ પૂર્વક ભક્તિ કરનાર ઘણા રાજા, મહારાજા અને શ્રીમંતો તથા ગૃહસ્થો તથા સાધુમહાત્માઓ વિગેરે ગામ પરગામ તથા દેશ પરદેશથી વારંવાર સંઘ કાઢીને આવતા હતા તે હવે કેટલીક મુદતથી રેલવે સ્ટેશન થવાથી લોકોને આવવા જવાની વધારે સારી સગવડ થઇ છે તેથી દર પુનમે ઘણા જાત્રાળુઓ અને વેપારીઓ વીગેરે હજારોની સંખ્યામાં આવે છે અને તેઓ ભગવાનશ્રીના દરસન કરી કેટલીએક મંડળીઆ

બાંધી પ્રેમપૂર્વક ભજન કિર્તન દરેક પૂનમની રાત્રીએ કરે છે તેમાં આસો સુદી ૧૫ (માણેકઠારીપૂનમ) ના રોજ લાખોની સંખ્યામાં ઘણોજ મોટો મેળો ભરાય છે તે કરતાં કંઇએક કમી મેળો અશાડ સુદી ૨ (રથજાત્રા) નો મેળો ભરાય છે અને તે દીવસે, સવારમાં ભગવાનશ્રીગોપાળલાલજી મહારાજ રથમાં બેસી મંદીરમાં ફરી હાથી ઘોડા વીગેરેની સ્વારીમાં અંબાડીમાં બેસી ગોમતી પ્રદક્ષણા માટે મોતીબાગ, રંગમેહેલ, બેઠક, રાધાકુંડ. વિગેરે સ્થળોએ થઇ માખણીએ ઓવારે આવી શ્રીલક્ષ્મીમાતાને મંદીરે થઇ નીજ મંદીરમાં સાંજે પધારે છે તે વખતે ભગવાનશ્રીને બાળચેષ્ટા પ્રમાણે કેટલીએક ક્રીયાઓ કરી આરતી ઉતારવામાં આવે છે તથા શ્રાવણ વદી ૮ (જન્માષ્ટમી) તથા સુર્ય, ચંદ્રના ગ્રહણના પર્વોમાં તેમજ દીવાળીના તહેવારોમાં મોટા મેળા ભરાય છે અને તેમાં તે વખતે અનુસરતાં ભગવાનશ્રીને વસ્ત્ર અલંકારો ધરાવી નૈવેદ્યો વિગેરે થાય છે અને તેમજ દરેક સુકરવાર ને એકાદસીના દીવસે શ્રીગોપાળલાલજી માહારાજ હાથી, ઘોડા વિગેરેની સ્વારીમાં અંબડીમાં બીરાજી શ્રી લક્ષ્મીજી માતાને મંદીરે પધારી ત્યાંથી પાછા નિજ મંદીરમાં પધારે છે. તેજ પ્રમાણે આસો સુદી ૧૦ (દસરા)ને દીવસે ગામથી દક્ષિણ દીશામાં વીછણ આગળની બેઠકે શ્રીગોપાળલાલજી માહારાજ હાથી, ઘોડા વિગેરેની સ્વારીમાં અંબાડીમાં બેસી પધારે છે. અને ત્યાં રક્ષાબંધન છોડી નિજ મંદીરમાં પાછા પધારે છે. એવી રીતે દરેક વખતે ઠાઠમાઠથી સ્વારીઓ નીકળે છે ને તેમાં ઘણા ગામ પરગામના લોકો આવે છે.

શ્રીરણછોડજી માહારાજના મંદીરનો વહીવટ તેઓશ્રીના સેવક. તપોધન ખેડાવાળ શ્રીગોડ મળી એક ભંડારી બાવો નીમી પોતે ચલાવતા

હતા. તેમાં ભગવાનશ્રીની સેવાપુજા ચરણુપર્શ નૈવેદ અને દરશન કરવામાં વીગેરે લોકોને ઘણી તરેહની અડચણો પડવાથી તે દુર થવા વીગેરે બાબત ડાકોર ગામમાં મોટી વસ્તીવાળા મેવાડા બ્રાહ્મણ વીગેરે ગોર અને ગામોને વહીવટ કરનાર ત્રાંબેકર તરફથી સરકારમાં ફ્રરીયાદો થતાં છેવટ મુબાઇ હાઇકોર્ટથી તા. ૩ મે સને ૧૮૮૭ના રોજના ઠરાવ વીગેરેથી થયેલી સ્કીમ મુજબ શ્રીરણછોડજી માહારાજના મંદીરનો વહીવટ સને ૧૮૮૮ ની સાલથી સરકારથી એક રીશીવર કમેટીથી થાય છે. અને સેવક લોકોનો વહીવટ બંધ થયો છે તે બાબત તેમણે પ્રીવીકૌન્શીલમાં કરેલી અપીલ રદ ગઇ હતી. અને તે રીશીવર વાલી ડાકોર ટેમ્પલ કમેટીમાં ત્રણ મેમ્બર અમદાવાદ ડીસ્ટ્રીક કોટથી પસંદ કરે તે તથા ચોથો મેમ્બર ત્રાંબેકરના કુટુંબનો અને પાંચમો મેમ્બર સેવક લોકોનો પ્રતિનીધિ એ રીતે કરવાથી તે દરએક તરફથી નીમાયેલા મહેમ્બરોથી સરકારથી મંજુર થયેલી સ્કીમ પ્રમાણે રીતસર ચલે છે. તેમાં મેનેજર (રીશીવર) ની જગોએ રાવ બહાદુર ભાઇલાલ પુરૂષોત્તમદાસ ડીસ્ટ્રીક ડીપોટી કલેકટરની જગે.એથી રીટાયર્ડ થઇને પેનશન લઇઓનરરી મેનેજર તરીકે વગર પગારે શ્રીરણછોડજી માહારાજની સેવા કરવા તરીકે નોકરી કરે છે, તેઓ ઘણા પ્રમાણીક અનુભવી અને વધારે કાબેલ હેવથી વીશેષ કાળજીથી પ્રેમપૂર્વક કામ કરે છે. તેથી મંદીરનુ હીત જલવાવાની સાથે લોકોને સારો લાભ મળે છે એટલે સેવક લોકોના વહીવટ વખતની અડચણો દુર થઇ. ફક્ત જાત્રાળુ લોકોને ભગવાનશ્રીની સેવાપુંજા ચરણુપર્શ સારૂ ભગવાનશ્રીના સીહાસન ઉપર ચડવા માટે વગર કીંમતે પાસ આપવાનો રીવાજ થયો છે તે યોગ્ય છે. ડાકોરમાં

શ્રીરણછોડરાજી મહારાજની સેવાપુંજા ચરણસ્પર્શ કરવાની તથા નૈવેદ (ભોગ) ધરાવવાની જાત્રાળુ વીગેરે લોકોને ઘણી સારી સવડ છે તેવી રીતે બીજે કોઇ ઠેકાણે તેવી સવડ જોવામાં આવતી નથી. ફક્ત શ્રીનાથજી મહારાજના મંદિરમાં તથા દ્વારકામાં અને બેટમાં સારી અનુકુળતા જણાય છે.



# ભાગ ૪ થો.

## ભક્તિ પ્રભાવ.

---

શ્રીરણછોડજી મહારાજે ભક્ત બોડાણા વિજયસીંહ ઉપર મોટી કૃપા કરી એવી રીતે જુદા જુદા ભકતો ઉપર કૃપા કરી તેઓના મનોરથ સંપૂર્ણ કરી તેઓને આવેલાં સંકટો દુર કરેલાં છે. એવી રીતે કે શ્રીજગનનાથપુરીમાં શ્રીકૃષ્ણ અને બળદેવજી તથા સુભદ્રાબહેન સહીતના નામથી તથા પંઢરપુરમાં પંઢરીનાથના નામથી તથા ત્રીપતીના ડુંગર ઉપર બાલાજીના નામથી તથા શ્રીનાથ દ્વારમાં શ્રીનાથજીબાવાના નામથી વીગેરે ઠેકાણે છાયારૂપે પધારી મોટા અનુગ્રહ કરેલા. ત્યાં પણ હાલ સુધી સેવાપુંજા દરશન વીગેરેનો લોકોને સારો લાભ મળે છે. તથા ભક્તો ઉપર આવેલાં સંકટો ભગવાને કૃપા કરી વખતો વખત દૂર કર્યાં છે. એટલે:—

### ચોપાઇ.

(બાનાની પત રાખ પ્રભુ તારા બાનાની પત રાખ—એ રાગ)

રોહીદાસની પાત્રી લીધી, ન જોઇ જાતને ભાત,
સેના માટે નાપીક થઇને, નાઇ કહેવાણા હો નાથ;
પ્રભુ તારી "બાનાની" પત રાખ-૧.

પ્રહલાદનું પ્રતીપાલન કીધું, સ્થંભમાં પુર્યો વાંસ,
તેલ કઢાઇ તો સીતળ કીધી, સુધન્વાની પાસ;
પ્રભુ તારી "બાનાની" પત રાખ-૨.

પંચાળીના પટકુળ પુર્યાં. રાખી દુષ્ટ સભામાં લાજ,
સાહેરમાંથી બુડતો રાખ્યો, રામ કહેતાં ગજરાજ;
પ્રભુ તારી "બાનાની" પત રાખ-૩.

ઝેર હતું તે તો અમૃત કીધું, દીધું મીરાંને હાથ,
મહેતાને મંડળીક મારવા આવ્યો, ત્યારે કેદારો લાવ્યા મધરાત;
પ્રભુ તારી "બાનાની પત રાખ-૪.

એવાં અનેક ભકતોના સંકટ ભાગ્યાં, ત્યારે આવ્યો દઢ વિશ્વાસ,
તુળસીના સ્વામીને કહુ કર જોડી; પૂરો અંતરની આસ;
પ્રભુ તારી "બાનાની" પત રાખ-૫.

આ પ્રમાણે ઘણા ભક્તોનાં સંકટો કાપવામાં આવેલાં તે મધ્યે મહેતા નરસઇની કેટલીક હકીકત જોતાં માલુમ પડે છે કે તે નરસઇ મહેતાને ઘરમાં કલેશ થવાથી શ્રીગોપનાથ મહાદેવમાં સંવત ૧૪૮૭ ના ચૈત્ર સુદી ૭ ના રોજ તપ કરવા ગયા અને એજ સાલની ચૈત્ર સુદી ૧૫ ના રોજ શ્રીગોપનાથજી મહાદેવ તેમના ઉપર પ્રસંન્ન થઇ શ્રીકૃષ્ણભગવાનની પાસે લઇ જઇ રાસલીલાના દરશન કરાવ્યાં તથા તે પછી મહેતા નરસઇ ઉપર થએલી કૃપાથી શ્રીભગવાને તેના બાપનું શ્રાદ્ધ કર્યું તથા મોટી જાદવોની જાન સાથે તેમના દીકરાને પરણાવ્યો, વેવાઇને ત્યાં નાહાતી વખતે ઘણું ઉનું પાણી

મળેલું અને તેમાં ટાઢું પાણી ઉમેરવાનું નહીં મળવાથી મેઘ વરસાવી ટાઢું પાણી આપ્યું. તેમજ તેમનાં દીકરી કુંવરબાઇનું મામેરૂં પૂર્યું. દ્વારકાં જનાર જાત્રાળુઓએ કરાવી લીધેલી હુંડી સામળસા શેઠ બની દ્વારકામાં સીકારી હુંડીમાં લખેલા રૂપીઆ આપ્યા. નરસઇ મહેતાની સ્ત્રી ગુજરી ગઇ ને દીકરી કુંવરબાઇ વિધવા થઇ તેથી તેને સાથે રાખી બીજી બાઇઓ સહીત નરસઇ મહેતા ભજન કરતા હતા તે ઉપરથી મહેતા નરસઇ ઉપર વ્યભીચાર વીગેરે આરોપ મુકી તેમની ન્યાતીવાળા વીગેરે વિરોધી લોકોએ જુનાગઢના રાજા રાહામંડળીક જે ઘણો જુલ્મી, નિર્દય હતો તેને નરસઇ મહેતાની ઘેરવર્તણુક જાહેર કરવાથી તે રાજાએ મહેતા નરસઇને પોતાના મહેલમાં બોલાવી હુકમ કર્યો કે તમે પરમેશ્વરના ભક્ત હશો તો અમારી સભામાં અમારા દેખતાં આજ રાતે ફુલનો હાર પરમેશ્વર તમોને આપે તેમ કરો અને તે પ્રમણે થશે નહીં તો તમો સ્ત્રીલંપટ ખરાબ ચાલના છો એમ ગણી સવારે દીવસ ઉગતામાં મારી નંખાવવામાં આવશે. એમ કહેવાથી મહેતા નરસઇ દીકરી કુંવરબાઇ અને બીજી કેટલીએક બાઇઓ સાથે ત્યાં ભજન કરવા બેઠા અને ઘણી તરેહના ભજન ગાયાં છતાં હાર નહીં મળવાથી સવારે રાજા મારી નાંખશે એમ ધારી મહેતા નરસીંએ પોતાની દીકરી કુંવરબાઇને કહ્યું કેઃ—

ચોપાઇ

સાસરીએ પધરોરે કુંવરી મારાં રે;
પ્રભાતે પીએર રે તમારૂં પરવારી જશે.

વીગેરે નિરાશા ભર્યું કહેવાથી કુંવરબાઇ વીગેરે જેણે મેહેતાને

ધીરજ આપી ભગવાનને હાર માટે જુદાં જુદાં ભજનો ગાઇ સ્તુતી કરી તેના અંદર સુરસેના નામની બાઇના ભજનથી રાજી થઇ ભગવાને તેને કહ્યું કે મેહેતાને કહો કે કેદારો રાગ ગાય હું હાર આપીશ તે ઉપરથી તે બાઇએ મેહેતાને તેમ કરવા કહેતાં રાગ કેદારો સાધુ જમાડવા સારૂ રૂપીઆ ૬૦) લઇ ગીરો મુકેલો છે તે છોડાવાય નહીં ત્યાં સુધી રાગ ગવાય નહીં એટલે સવાર થતાં મરવું છે એમ મેહેતાએ કહ્યું તે સદર બાઇ સુરસેનાએ ભગવાનને વિનંતી કરતાં શ્રી ભગવાન દામોદરે દયા કરી સંવત ૧૫૧૨ના માગશર સુદી ૭ ના રોજ તે કેદારો રાગ ગીરો રાખનારને રૂપીઆ સાઠ આપી તેના ખત નીચે પહોંચ લખ વી લઇ સભામાં નરસઇ મેહેતાના ખોળામાં તે ખત અંતરીક્ષથી આવી પડવાથી તે જોઇ મેહેતો નરસઇ ઘણો રાજી થયો અને રાગ કેદારો ગાવાનો શરૂ કર્યો. એટલે તેજ રાત્રે પરમ કૃપાળુ ભગવાનશ્રી કૃષ્ણ દામોદરે સભામાં પધારી મેહેતા નરસઇને હાર વીગેરે આપ્યું એવી રીતે કેઃ—

ચોપાઇ

કમાડ કરકડીઆંને ગગન ગરગડીયાં, મંડલીકના મંદીરમાં,
ભૂગળ ભાંગીને તાળાં તૂટયાં, પધાર્યા સ્યામ સરીર ૧ કમાડ

ખળભળીઆં ધડકો સીસાં, પડે પોળ પગાર,
નાઠા ભૂર સભાથી સર્વકો થઇ રહ્યો હાહાકાર– ૨ "કમાડ"

આસનથી ઉઠયા અવિનાસી, આવ્યા સભામોઝાર.
સભા સર્વ દેખતાં આપ્યો, આપ્યો મેહેતાજીને હાર–૩ 'કમાડ'

પિતાંબર પ્રિતે ઓઢાડી, આપ્યાં કાને કુંડળ જોડ,
મસ્તકે મૂગટ સમર્પી, નાચે જય જય શ્રી રણછોડ–૪ 'કમાડ'

મૂખ મોરલી મધુરી વજાડે, દીનોનાથ દયાળ,
રંગીલો છબીલો છોગાળો, વાલો તે લે ભમરી કરતાલ–૫ 'કમાડ'

જય જયકાર સૌ સખીઓ બોલે, ધન્ય ધન્ય ગોકુળરાય,
નરસૈયાને ફરી ફરી ભેટે, હૈડે હરખ ન માય–૬ 'કમાડ'

એ રીતે બનવાથી રાજા મંડળીકે સભા સહિત મેહેતાજીને પગે લાગી ક્ષમા માગી. મેહેતા નરસઇએ ભગવાનશ્રીની અનેક પ્રકારે સ્તુથી કરતાં શ્રી ભગવાનને કહ્યું કેઃ—

( રાગ પ્રભાતીયું )

ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રી હરી
નરસૈયા તું મારો ભક્ત સાચો,
મેલી પુરસાતન સખીને રૂપે થયો;
તાહરો પ્રેમ જોઇ હું રે રચો.–ધન્ય તું

તુજમાં ને મુજમાં ભેદ નહીં નગરા;
માન્ય તુ માહરી વેદ વાણી,
દુજી પતીત મહરી નથી તુજને,
માગતાં મોકલ્યું ટાઢું પાણી ધન્ય તું

મામેરૂ કીધુ તે કેમ ગયો વીસરી,
હાર આપ્યો તે પ્રત્યક્ષ ભૂપ,
ચૌદ બ્રહ્માંડમાં તુ સમો કો નહીં,
તાહરૂ માહરૂ એક રૂપ, –ધન્ય તું

તાહરો અક્ષર ગાયને સાંભળે,
કુળ સહીત પવિત્ર થાય,
ભણે નરસૈયો મીઠુ બોલી શુ રીઝવો,
કર જોડી કૃષ્ણજી સમ ખાય– ધન્ય તું

એ રીતે અનેક ભકતોનાં અનેક સંકટો શ્રીરણછોડજી મહારાજે દુર કરેલાં છે.



# ભાગ ૫ મો.

## જ્ઞાનપ્રભાવ.

શ્રીકૃષ્ણ પુરણ પુરસોતમ અક્ષરધામમાં દ્વીરભુજા મેઘવર્ણ પુરષાઆકાર દીવ્યસ્વરૂપ વ્યતિરેક રૂપથી બીરાજે છે તેઓનું તેજ, બ્રહ્મ અને આત્મા છે તેઓ અન્વયરૂપે વૈકુંઠ, શ્વેતદ્વીપ વીગેરે ઠેકાણે ચતુરભુજ, અષ્ટભુજ, વિશ્વરૂપ ધારણ કરી સૃષ્ટિનું પાલન પોષણ કરી દરેક પ્રાણીમાં અંતરયામી રૂપે રહ્યા છે ને એવી રીતે કે ભગવાન શ્રીકૃષ્ણે પરમ ભક્ત અરજુન તથા ઓદ્ધવજીના પૂછવાથી તેમને કરેલો બોધ શ્રીમદ્ ભગવત ગીતા તથા ભાગવતના એકાદશ સ્કંધ વીગેરેમાં જણાવેલો છે કે પ્રલય વખતે સરવ કરતાં પહેલાં જગતના આરંભે કેવળ ભેદ રહીત સત્ય સ્વરૂપ શ્રીકૃષ્ણ પુરણ પુરષોતમ પરબ્રહ્મ પરમાત્મા એકજ હતા તેઓને માયાના ફળરૂપ અજ્ઞાની જીવોના અદૃષ્ટના ભોગ ભોગવાવવાની ઇચ્છા થવાથી કાળ સમીપે આવવાને લીધે દૃષ્ટા ( પુરૂષ ) અને દસ્ય ( પ્રકૃતી ) રૂપે ઉત્પન્ન થયા. પ્રકૃતીના ક્ષોભથી સત્વ, રજ, ને તમ ત્રણ ગુણ ઉત્પન્ન થયા અને તેમાંથી મહતત્વ, ક્રીયાશક્તિ તથા જ્ઞાનશક્તિ વાળું પેદા થયું, મહતત્વથી અહંકાર, સાત્વીક, રાજસ ને તામસ પેદા થયા. તેમાં સાત્વીક અહંકારથી અગીઆર ઇંદ્રિઓના દેવતા તથા મન અને રાજસ અહંકારથી પાંચ જ્ઞાન ઇંદ્રિયો ચક્ષુ, કાન, નાક, ચામડી, જીવ્હયા તથા પાંચ

કર્મ ઇંદ્રિયો હથ, પગ, ગુદા, સીષ્ણુ અને વાક એ રીતે થયાં તથા તામસ અહંકારથી પંચ મહાભુત તથા પંચતનમાત્રા એટલે આકાશ અને તેની તનમાત્રા શબ્દ, તથા વાયુ અને તેની તનમાત્રા શબ્દ, સ્પર્સ, તથા તેજ અને તેની તનમાત્રા શબ્દ, સ્પર્સ, રૂપ, તથા જળ અને તેની તનમાત્રા શબ્દ, સ્પર્સ, રૂપ રસ, તથા પૃથ્વી અને તેની તનમાત્રા શબ્દ, સ્પર્સ રૂપ, રસ. ગંધ એ રીતે ઉત્પન્ન થયાં તથા મનથકી બુદ્ધી, ચિત્ત, અહંકાર એ રીતે ચાર અંતઃકરણ થયાં તે સર્વ પદાર્થ ભગવાનશ્રીની પેરણાથી શક્તિવાળા થઇ તે મધ્યે દશ ઇંદ્રી, પંચ મહાભુત, પંચ તનમાત્રા, ચાર અંતઃકરણ મળી તત્વ ચોવીશનું ભગવાનશ્રીના સ્થાનરૂપ થયેલું ઈંડુ લાંબી મુદત જળમાં રહ્યું તે ઉભું નહીં થવાથી તેમાં ભગવાનશ્રી નારાયણે પ્રવેશ કર્યો તે નારાયણના નાભીમાં વિશ્વ નામના કમળમાં બ્રહ્મા થયા તેમણે તપ કરી ભગવાનશ્રીની આજ્ઞા મુજબ સૃષ્ટિ રચી તેમાં લોકપાળો સાથે ભુર્લોક (પૃથ્વી સાથે પાતાળ), ભુવર્લોક (અંતરીક્ષ), સ્વર્ગલોક (બ્રહ્મ લોક સુધી) એ રીતે ત્રણ લોકને રચી સ્વર્ગલોક દેવતાઓનું સ્થાન, ભુવર્લોક ભુતાદીકનું સ્થાન, ભુર્લોક મનુષ્ય વીગેરેનું સ્થાન અને જ્ઞાનીઓનું એ ત્રણ લોકોની ઉપર પરબ્રહ્મરૂપ સ્થાન થયું. અસુરો તથા નાગોને માટે પૃથ્વી નીચે પાત્તાળમાં સ્થાન રચ્યું. પૃથ્વી કર્મ સ્થાન ગણાય છે. આ રીતે ત્રીગુણાત્મક કર્મ કરનારાની સર્વ ગતીઓ ત્રણ લોકમાં થાય છે તેથી ઉપરના લોકમાં યોગ, તપશ્ચર્યા, સંન્યાસ આશ્રમ સેવવાથી મહરલોક, જનલોક, તપલોક, સત્યલોકની નિર્મળ ગતીઓ મળે છે. કાળ સ્વરૂપ ભગવાન કર્મના ફળને આપનાર તેની શક્તિથી આ સર્વ જગત કર્મમાં જોડાયલું છે તે સંસારના ગુણ

પ્રવાહવીશે સત્યલોક સુધી ઉત્તમ ગતીને તથા સ્થાવર સુધી નીચ ગતીને પામે છે એ ગતીઓ ચંચળ છે માત્ર વૈકુંઠલોક એક સ્થીર છે નહાનો, મોટો, પાતળો, જાડો જે જે પદાર્થ ઉત્પન્ન થાય છે તે પ્રકૃતી પુરૂષથી વ્યાપ્ત હોય છે જે પદાર્થ જેના આદીમાં તથા અંતમાં હોય છે તે પદાર્થના મધ્યમાં હોય છે. દૃષ્ટાંતમાં જેમ ઘડો બનતાં પહેલાં માટી હતી તેમાંથી ઘડો બન્યે તે માટી છે અને તે ફુટી ગયેથી માટીજ થવાની છે તેમ આ જગત વિકારરૂપ વહેવાર માટે છે પરંતુ વસ્તુતા એ એક પરબ્રહ્મ સત્ય છે.

કારણરૂપ પ્રકૃતી તેના અધીષ્ટાતા પુરૂષ ગુણોનો ક્ષોભ કરી કર્યોને પ્રગટ કરનાર કાળ આ ત્રણ શ્રીભગવાનનુ સ્વરૂપ છે તેમાં પ્રકૃતી ભગવાનશ્રીની શક્તિ તથા પુરૂષ અને કાળ ભગવાનશ્રીની અવસ્થા છે. જીવોને નાના પ્રકારના ભોગો આપવા માટે ઉત્પન્ન થએલી આ મોટી સૃષ્ટિ સ્થિતી રહે ત્યાં સુધી પિત પુત્રરૂપે અવીચ્છીન ચાલ્યાં કરે છે તે સ્થિતી પરમાત્માની દ્રષ્ટિ રહે ત્યાં સુધી ટકી રહે છે જેમાં લોકોની અનેકવાર સૃષ્ટિ અને પ્રલય થાય છે એવું આ બ્રહ્માંડ ભગવાનશ્રીની મુરતીરૂપ કાળના સપાટામાં આવે છે ત્યારે એકઠાં થયેલાં પંચભુતો જુદાં થવા માંડે છે એટલે શરીર, અન્નમાં, અન્ન, બીજમાં બીજ, પૃથ્વીમાં, પૃથ્વી, ગંધમાં, ગંધ, પાણીમાં, પાણી, રસમાં, રસ, તેજમાં, તેજ, રૂપમાં, રૂપ, વાયુમાં, વાયુ, સ્પર્સમાં, સ્પર્સ, આકાશમાં, આકાશ, શબ્દમાં લય પામે છે. ઇંદ્રિયો પોતાને પ્રવરતાવનારા દેવોમાં, દેવો પોતાના નિયંતા વૈકારીક મન વીસે, સબ્દ અહંકારમાં, અહંકાર મહતત્વમાં, મહતત્વ પોતાના કારણરૂપ ગુણોમાં, ગુણે માયામાં, લય પામે છે, માયાવૃતી રહીત થએલા કાળમાં, કાળનો માયાને

ચલાવનાર પુરૂષમાં લય થાય છે. પુરૂષ પોતાની પ્રકૃતિમાં લય થઇને પુર્ણ સ્વરૂપે પોતાના આત્મામાં રેહે છે, આત્મા ઉપાધી રહીત છે માટે કોઇમાં લય નહીં થતાં પોતાના સ્વરૂપમાં રહે છે. આ જગતની સૃષ્ટી વડે તથા પ્રલય વડે આત્માજ અધીષ્ટાનરૂપે તથા અવીચ્છીન રૂપે જણાય છે.

ઉપર પ્રમાણે બ્રહ્માંડની રચના થવાથી તેના અંદર ઉપન્ન થએલા રજોગુણી બ્રહ્માજીનો બેપરાર્ધ ( સોવરસ ) નો આયુષ્ય ગણાય છે કે જેઓ એક દીવસ ચ ર હજાર યુગનો તથા રાત્રી ચારહજાર યુગની ગણુ ય છે તેમાં કાળની ગણત્રીનો પ્રકાર એવો છે કે મનુષ્યોનું જે વરસ તે દેવતાઓની એક દીવસ રાત્રી છે અને તેવા પંદર દીવસોનો એકપક્ષ ને બે પક્ષનો એક માસ ને બાર માસનું એક વરસ ગણતાં બારહજાર વરસોના ચારયુગ થાય છે આ ચારયુગ તે બ્રહ્માનો એક દીવસ અને તે પ્રમાણે ચારયુગની રાત્રી થ ય છે તે મુજબ પક્ષ, માસ, વરસો વીગેરે પ્રમાણે જ્યારે સો વરસ થાય છે ત્યારે બ્રહ્માનું આયુષ્ય પુરણ થ.ય છે. જ્યારે બ્રહ્માના દીવસનો આરંભ થાય છે ત્યારે અવ્યકત એટલે કારણ રૂપી માયાથી સર્વ સ્થાવર, જંગમ વ્યક્તિઓ પ્રગટ થાય છે ને જ્યારે બ્રહ્માની રાત્રીનો આરંભ થાય છે કે તેજ અવ્યક્ત નામ ધારી કારણમાં ત્રીલોકના સર્વ જગતનો લય થાય છે. ને બીજા દીવસના આરંભમાં જે પ્રાણીઓનો સમૂહ પ્રથમ હતો તેજ આ બ્રહ્માને દીવસે ઉપન્ન થાય છે અને પાછી રાત્રી પડે છે ત્યારે વિનાસ પામે છે અને ફરીને પાછો જ્યારે દીવસ થાય છે ત્યારે કર્માદીકને આધીન એવો તેજ પ્રાણીઓનો સમૂહ

ઉત્પન્ન થાય છે પરંતુ કોઇ બીજો નવીન સૃષ્ટી સમૂહ ઉત્પન્ન થતો નથી.

આ જગતનું ઉત્તમ તથા અવિનાસી જે મૂળ કારણ તે બ્રહ્મ કેહેવાય છે જેને અક્ષર બ્રહ્મ કહે છે. સ્વભાવ એટલે બ્રહ્મનું જીવ રૂપે થવું તે તેજ શરીરમાં ભોક્તા રૂપે રહેતો થકો અધ્યાત્મ કેહેવાય છે. જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભીજ એવી ચાર પ્રકારની પ્રાણીઓની ઉત્પત્તિ તથા વૃદ્ધી કરનારો જે યજ્ઞ તેનું નામ કર્મ કહે છે. દેહઆદીક ના ૃવત પદાર્થો અધીભૂત કેહેવાય છે. સૂર્યમંડળની મધ્યે રેહેનાર શ્રી ભગવાનના અંસરૂપ ઉત્પન્ન થએલા સર્વે દેવતાઓના અધિપતી વિરાટ્ પુરૂષ આધિ દૈવ કેહેવાય છે. અને દેહધારીઓમાં શ્રેષ્ઠ આ શરીરમાં અંતર્યામીપણાથી રહેતા શ્રીકૃષ્ણ ભગવાન અધિયજ્ઞ કેહેતાં યજ્ઞના અધિષ્ટાતા દેવ યજ્ઞાદીક કર્મોના પ્રવર્ત્તક અને ફળોના દાતા છે. "દષ્ટાંત" બે ગરૂડ સાથે જોડાયેલા મીત્ર એક દેહરૂપી વૃક્ષનું આલિંગન કરે છે તે બેમાં એક સ્વાદુ વિષયને ખાય છે અને બીજો વિષયનું ભોજન નહીં કરતાં પ્રકાશ કરે છે.

જે પુરૂષ મરણ વેળાએ ઉપર કહેલા લક્ષણવાળા અંતર્યામી રૂપ જે પરમેશ્વર તેનું સ્મરણ કરતા દેહ ત્યાગ કરીને જાય છે તે પરમેશ્વરના રૂપને પામે છે. કેવળ પરમેશ્વરનું સ્મરણ કરતાં તેઓના રૂપને પામે છે આવો નિયમ નથી પરંતુ મનુષ્ય મરણ વેળાએ જે જે પદાર્થને સંભારતાં શરીરનો ત્યાગ કરે છે તે તે પદાર્થને પામે છે કારણ કે નિત્ય તે પદાર્થોનો વિચાર કરવાથી તે વસ્તુની તેનામાં વાસના લાગી રહે છે. મરણ વેળાંએ મનુષ્ય પરાધીન થઇ જાય છે.

તેથી શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ કરવાનો ઉદ્યમ કરી શકતો નથી તે વખતે તો માત્ર પૂર્વની વાસનાથીજ શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ થાય છે. માટે સદાકાળ શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ કરવું એટલે ચિત્ત સુદ્ધી થઇ મન બુદ્ધીને અર્પણ કરવાથી તેઓને પ્રાપ્ત થઇ શકાય છે.

જે યોગી બીજી વસ્તુમાં મન રાખ્યા સીવાય શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ કરે છે તેને શ્રીકૃષ્ણ ભગવાન સેહેજ પ્રાપ્ત થાય છે અને દુઃખને આપનારા તથા અનિત્ય એવ પુનર જન્મને પામતા નથી. બ્રહ્મલોકથી માંડીને સર્વે લોકો પુનર જન્મ ધરનારા છે પરંતુ શ્રીકૃષ્ણ ભગવાનને પ્રાપ્ત થએલા મનુષ્યો તો ફરીને જન્મતા નથી માટે તેઓની ભકતી સર્વથી શ્રેષ્ઠ છે. અને તે શ્રીકૃષ્ણ ભગવાનની એક નિષ્ટાથી ભક્તી કરનાર પુરૂષને યોગ, ( ધનાદીકનો લાભ ) ક્ષેમ, ( મળેલી વસ્તુનું રક્ષણ ) તથા મોક્ષ. તેની પ્રાર્થના વિના શ્રીકૃષ્ણ ભગવાન આપે છે. તે શ્રીકૃષ્ણ કે જે સર્વજ્ઞત્વ આદી ગુણવાળા તેમને વીષે મન એકાગ્ર કરી કર્માદીક અર્પણ કરી તેઓ ઉપર નિષ્ટાવાળા તથા પરમ શ્રધા રાખી આરાધન કરનાર ઉત્તમ યોગી ગણાય છે તે વગર પ્રયાસે શ્રીકૃષ્ણ ભગવાનને પ્રાપ્ત થાય છે. તથાપી શબ્દાદીકથી જેનું નામ ઉચ્ચારી શકાય નહી એવા રૂપાદીકથી રહીત સર્વત્ર વ્યાપક અવ્યકતપણાથી અચીંત્ય માયાના કાર્ય રૂપ સંસારમાં અધીષ્ટાતા રૂપે રહેલા અચળ, નિત્ય એવા અવિનાસી પરબ્રહ્મનું જીતેન્દ્રીથી સમદ્રષ્ટિથી સર્વ પ્રાણીઓના હીતમાં રહી ભજે છે તે પણ તેઓ શ્રીકૃષ્ણ ભગવાનને પામે છે પરંતુ અવ્યક્ત પરબ્રહ્મ ઉપર જેનું મન આસક્ત થયું છે એવા તે યોગીને અધિક

ક્લેસ થાય છે કારણ દેહાભિમાનીઓ ઘણા કષ્ટથી અવ્યક્ત એવા પરબ્રહ્મ વીષે નીત્ય સ્થીતી મેળવી શકે છે તાત્પર્ય કે દેહાભિમાનીઓનુ આત્મ સ્વરૂપે રહેવું એ કઠણ છે માટે શ્રીકૃષ્ણ ભગવાનને વીસે સર્વ કર્મ અર્પણ કરી જે સર્વજ્ઞ આદીક ગુણવાળા છે તેઓની અનન્ય એવા ભકિત યોગથી ઉપાસના કરી મનને જોડી ધ્યાન કરનાર મનુષ્યનો થોડા સમયમાં સંસારમાંથી ઉધ્ધાર થાય છે તેથી તે ઉત્તમ ગણાય છે.

પ્રકૃતી પરમેશ્વરની શકિત છે અને પુરૂષ પરમાત્માનો અંશ છે માટે તે બન્ને અનાદિ જાણવા દેહ ઇદ્રિઓના વિકારો તથા ગુણોના પરિણામ રૂપ, સુખ, દુઃખ, મોહ વીગેરે પ્રકૃતીથી ઉત્પન્ન થએલાં છે. પ્રકૃતિ પોતે શરીર રૂપે પરિણામ પામે છે અને પુરૂષ ( જીવ ) સુખ દુ ખનો ભોકતા છે. પ્રકૃતી અચેતન છે તેથી તેનું સ્વતઃકર્તાપણું તથા પુરૂષ અવિકારી છે માટે તેનુ ભોકતાપણું સંભવે નહી પરંતુ જીવના અદર્સ્ટના લીધે તથા ચૈતન્યના અધિષ્ઠાનને લીધે અચેતન એવી પ્રકૃતીનું કર્તાપણું સંભવે છે તથા ભોકતાપણું એટલે સુખ દુ.ખ વીગેરે જાણવાનો ચૈતન્યનો ધર્મ છે તે પ્રકૃતીના નિકટમાં રહેવાથી પુરૂષ ભોકતા કહેવાય છે. પુરૂષ પ્રકૃતીના કાર્યરુપ દેહ વીશે હું શરીર છું એવા વિચારથી રહ્યો છે તેથી દેહથી ઉત્પન્ન થએલાં સુખ દુઃખ આદી ભોગવે છે અને તે પુરૂષ દેવાદિકની ઉત્તમ યોનીમાં તથા પશુ પક્ષી વીગેરે નીચ યોનીમાં જન્મ લે છે તેનું કારણ શુભા શુભ કરનારી ઇંદ્રીઓનો સંગ છે.

પુરૂષ, સ્ત્રી, પશુ, પક્ષી વીગેરે પ્રાણીઓના શરીર પ્રકૃતી રૂપ છે તથા પુરૂષ ( જીવ ) ચૈતન્યરૂપ છે એટલે સ્થાવર જંગમ જે

વસ્તુ ઉત્પન્ન થાય છે તે પ્રકૃતીરૂપે એક છે તથા પ્રાણીરૂપે જુદાં છે તે સર્વ અજ્ઞાનથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના અધ્યાસથી થાય છે. દેહ તથા ઇંદ્રીયાકારે પરિણામ પામેલી પ્રકૃતીજ આ સર્વ કર્મો કરે છે. આત્મા અકર્ત્તા છતાં હું કરૂં છું અને આ મારૂં છે આવું આત્માને અભિમાન થાય છે. તે દેહી અભિમાનથી થાય છે. પ્રલય વેળાએ સ્થાવર જંગમ પ્રાણીઓના ભેદ પરમેશ્વરની માયામાં રહે છે. તથા સૃષ્ટિ વખતે તેજ માયાથી ફરીને પ્રાણીઓ વીસ્તાર પામે છે તેમાં કેટલીકએક સૃષ્ટિ માનસીક તથા કેટલીએક સ્ત્રી પુરૂષના સમાગમથી સજાતી સવર્ણથી તથા કેટલીએક વિજાતી વિવર્ણથી અને કેટલીએક અન્ય રીતે સૃષ્ટિ ઉત્પન્ન થાય છે જેમકે શ્રીનૃસિંહ ભગવાન સ્થંભમાંથી પ્રગટ થયા તથા અગસ્તમુની કુંભમાંથી અને એકલશ્રૃંગી હરણીમાંથી ઉત્પન્ન થયા તથા લોપામુંન્દ્રા (અગસ્તની સ્ત્રી) પુરૂષરૂપે જન્મેલી તે સ્ત્રીરૂપે થઇ તથા દ્રુપતરાજાની પુત્રી સિખંડી નામની હતી તે પુરૂષરૂપે થઇ વીગેરે હકીકત જોતાં સ્ત્રી પુરૂષના દેહોમાં આત્મા એક છે તેમજ પ્રકૃતિરૂપે એક છે (દૃષ્ટાંતમ.) જેમ એક માટીના પીંડામાંથી કેટલા એક ભાગનો રાતે. ઘડો બનાવ્યો તે પાણી ભરવા તથા કાઢવા અને આપવા લેવામાં કામ આવે છે અને તેજ પીંડામાંથી કેટલાએક ભાગની કાળી હાંલ્લી બનાવી તે રસોઇ કરવા વીગેરે કામમાં આવે છે પરંતુ ઘડો તથા હાંલ્લી બન્ને માટીનાં છે તેમ સ્ત્રી પુરૂષમાં ભેદ ગણાય નહીં. પરંતુ પુરૂષની વૃત્તિ ઘરનો તથા બહારનો વ્યવહાર ચલાવવામાં ઘણે ઠેકાણે ફરતી રહે છે અને સ્ત્રીની વૃત્તિ ફક્ત ઘરનો વ્યવહાર ચલાવી પોતાના પતિની સેવા તરફ લાગેલી રહેવાથી દક્ષતપણાથી પ્રેમપૂર્વક તેણે કરેલી સેવા પુરૂષ કરતાં અધીક થઇ

પડે છે તેથી શ્રીભગવાનને પણ તેવી સેવા વધારે પ્રિય થઇ જવાથી ગોપીઓ વીગેરે અનેક અજ્ઞાની સ્ત્રીઓ પ્રેમ લક્ષણા ભકિતથી સદ્ગતીને પ્રાપ્ત થઇ છે તેથી નરસઇ મહેતો, દયારામભાઇ વીગેરે ભકતોએ સખી ભાવથી ભગવાનની ભકિત કરેલી જણાય છે.

સૃષ્ટિના આરંભથી સદાકાળ બ્રહ્મરૂપ પ્રકૃતી પરમેશ્વરની યોની એટલે ગર્ભાધાન કરવાનું સ્થાન છે અને પરમેશ્વર તે પ્રકતીમાં બીજરૂપે જગતના વિસ્તાર કરનારા ચિદાભાસને મુકે છે એટલે પ્રલય વેળાએ ભગવાનના રૂપમાં અવિદ્યા વીગેરે વાસના વાળા ક્ષેત્રજ્ઞ ભળેલાને સૃષ્ટિ વેળાએ ક્ષેત્રની સાથે જોડે છે તેથી બ્રહ્માદીક સર્વે પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. મનુષ્યાદીક સર્વે યોનીઓ વીશે સ્થાવર જંગમ જે જે જીવો ઉત્પન્ન થાય છે તે સર્વ મૃર્તિઓની માતાને ઠેકાણે મહાબ્રહ્મ પ્રકૃતી છે. પરમેશ્વર ગર્ભાધાનાદિક કરનાર પિતા છે અને પ્રકૃતીથી ઉત્પન્ન થએલા સત્વ, રજ, તમ આ ત્રણ ગુણો છે તે પ્રકૃતીથી ઉત્પન્ન થએલાં દેહમાં દેહીરૂપે રહેલા શરીરી ચિદ્દાભાસ જે વસ્તુતાએ નિર્વીકાર છે તેને સુખ દુઃખ મોહ વીગેરે સાથે જોડી બાંધે છે. એટલે સત્વગુણ સુખ અને જ્ઞાનમાં તથા રજોગુણ અનેક પ્રકારના કર્મમાં તથા તમો ગુણ અજ્ઞાનતામાં જોડે છે. પરંતુ જે પ્રાણી પરમેશ્વર શ્રીકૃષ્ણને એકાંતીક ભક્તિ વડે સેવે છે તે સત્વાદીક ત્રણે ગુણોને ઓળંગીને બ્રહ્મરૂપ થવાને યોગ્ય થાય છે. સઘળાં કાર્ય ભગવાનશ્રીની ઇચ્છા મુજબ બને છે જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે ત્યારે ત્યારે સ્વધર્મમાં રહેનાર સતપુરૂષોના રક્ષણ કરવા માટે તથા દુષ્ટકર્મ કરનારાઓના નાશ કરવા માટે, તથા સ્વધર્મનું સ્થાપન કરવા માટે પરમેશ્વર પોતાના આત્માને સરજી યુગે યુગે અવતાર ધરે છે. પરમેશ્વર શ્રીકૃષ્ણ ઉપર મુજબ અનેક પ્રકારે કાર્યો કરે છે તે ઉદાસીન-પણાથી કામના રહીત હોવાથી તેઓને કોઇ રીતે બાધ કરતા નથી.

ભગવાનશ્રીની માયામાંથી ઉત્પન્ન થએલા સત્વ. રજ, તમ આ ત્રણ ગુણોથી દેહધારી જીવને અજ્ઞાનને લીધે શોક. મોહ, સુખ, દુઃખ વીગેરે ભાસે છે તે પણ સ્વપનાવત હોવાથી વાસ્તવીક નથી તોપણ ભગવાનશ્રીની દેહ ધારીઓને મોક્ષ આપનારી બ્રહ્મવિદ્યા અને બંધન કરનારી અવીદ્યા બન્ને અનાદી કાળની શકિતઓ છે તે ભગવાનની માયા વડે રચાયેલી હોવાથી ભગવાનશ્રી જ્યાંસુધી અજ્ઞાન ફેલાવે છે ત્યાંસુધી જીવને બંધન રહે છે. અને જ્ઞાન આપે છે ત્યાર મોક્ષ સ્ફુરે છે અર્થાત્ બંધ અનાદિ ને મોક્ષ નીત્ય છે. આત્મા કહેતાં જીવ એક સ્વરૂપે હોવાથી તેને બંધન કે મોક્ષ કાંઇ પણ નથી છતાં તે આત્માના અલ્પ અંશરૂપ જીવને અજ્ઞાનથી બંધન અને જ્ઞાનથી મુકતી થાય છે. પરંતુ ભગવાનશ્રીને તેમાંનું કાંઇ નથી. દૃષ્ટાંત કે જેમ ચંદ્રમા એક છે તોપણ જળાદીકની ઉપાધીને લીધે તેના બીંબ અને પ્રતીબીંબ રૂપે ભેદ પડે છે. અને પાણીમાં થતા કંપાદીક પ્રતીબીંબને થાય છે મુખ્યબીંબ ચંદ્રને થતાં નથી તેમ તે પ્રતીબીંબો ઉપાધીના ભેદે કરી જુદાં જુદાં હોય છે તેથી તેવા પાણીના ઘણા ઘડા ભરેલામાંથી જે ઘડો ફુટી જાય છે તેનું પ્રતીબીંબ મુખ્ય બીંબમાં મળી જાય છે પણ બીજા ઘડાઓમાં રહેલાં પ્રતીબીંબ તેની સાથે એક થતાં નથી તે પ્રમાણે જે જે જીવોનો મોક્ષ થાય છે તે પરમેશ્વરને પ્રાપ્ત થાય છે પરંતુ એકની સાથે સઘળાનો સાથે મોક્ષ થતો નથી. તેમ પરમેશ્વરને તેથી બંધનાદીક થતો નથી. જીવ તથા ઇશ્વર એકજ ધર્મવાળા શરીરમાં રહે છે પરંતુ જીવનો ધર્મ શોક હોવાથી દેહના કર્મના ફળોને ભોગવે છે અને પોતાને જાણતો નથી તેથી તે બંધાયલો છે તથા ઇશ્વર જીવ કરતાં વધારે પ્રબળ હોવાથી આનંદમાં રહી કર્મફળ ભોગવતા નથી અને સર્વજ્ઞ હોવાથી પોતાને જાણે છે તેથી તે નીત્ય મુકત છે.

જીવને બંધમાંથી શ્રીકૃષ્ણની પ્રેમ લક્ષણા ભક્તિથી છુટા થવાય છે તેમાં જ્ઞાનને વીવેક જાણવો, તે વેદ, સ્વધર્મ, પોતાનો જાતી અનુભવ, ગુરૂનો ઉપદેશ તથા તર્ક આ સાધનો વડે થાય છે. આ જગતના આદીમાં તથા અંતમાં જે છે તેજ મધ્યમાં પણ છે અને તે વસ્તુ જગતને પ્રકાશ આપનાર તથા કારણરૂપ બ્રહ્મ છે જગત તેનું રૂપ છે તેનાથી જુદું નથી આવો નીશ્ચય પૂર્વક વીવેક થવો તે જ્ઞાન કહેવાય છે તે તથા વૈરાગ્ય એટલે હું અને મારૂં નીકળી જવું જોઇએ. એ સાધનોની ખાસ જરૂર રહે છે માટે તે પણ થવું જોઇએ કે દુ:ખરૂપી સંસારમાંથી છુટાય.

સંસારરૂપી સમુદ્ર ( વ્રક્ષ ) અનાદી કાળથી પીતા પુત્ર વત ચાલ્યું આવે છે પરંતુ તે કેટલો વખત સુધી રહેશે તેનો નીશ્ચય નહી હોવાથી તેને અસ્વથ કહે છે તે મન થકી રચાયલું ગણવામાં આવે છે તેના અંદર પ્રાણીમાત્ર અજ્ઞાનને લીધે ત્રીગુણાત્મક કર્મ કરી ઘણાં લાંબા કાળથી વારંવાર જન્મ-મર્ણું વખતનો તથા પ્રલય સમય વીગેરેના અનેક દુ:ખો ભોગવે છે તેમાંથી છુટવાને મન મુખ્ય સાધન કહેવાય છે એટલે ( **मनएव मनुष्याणांम कार णं बंध मोक्षयो** ) મનુષ્યને મનથી બંધ અને મોક્ષ થાય છે તેથી ઉપર બતાવ્યા સિવાય ઘણા મોટા મહાત્માઓએ અનેક હકીકતો દર્શાવી છે પરંતુ તે સર્વેના છેવટ શાસ્ત્રરૂપ ભગવતગીતાના અધ્યાય ૧૮ માં શ્રીકૃષ્ણ ભગવાને અરજુનને આજ્ઞા કરી છે કે—

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरू ।**
**मामेवैष्यासि सत्यं ते प्रतिजाने प्रियोऽसिमे ॥**

( અર્થ ) તુંમારામાં મન રાખ મારોજ ભક્ત થા. મારૂંજ ભજન કર તથા મને નમસ્કાર કર. આ પ્રમાણે વર્તવાથી મારા

પ્રસાદ વડે જ્ઞાન મેળવીને મનેજ પામીશ તેમાં તારે સંદેહ કરવો નહી તું મને પ્રિય છે માટે હું તારી આગળ આ રહસ્ય માટે ખરેખર પ્રતિજ્ઞા કરૂં છુ.

**सर्वं धर्मान्परित्यज्य मामेकं शरण व्रज ।**
**अहंत्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६**

**અર્થ**—પરમેશ્વરની ભકિતથીજ સર્વ વસ્તુનો લાભ થશે આવા દઢ વિશ્વાસ વડે વિધિનું દાસત્વ છોડી એક મારેજ શરણે આવ તું શોક **કર મા.** હું એક મારેજ આશ્રય કરનારા તુંને સર્વ પાપમાંથી મુક્ત કરીશ. (૬૬)

ઉપર મુજબની ભગવાન શ્રીકૃષ્ણની આજ્ઞા વીગેરે અનુસાર શુમારે વર્ષ ૨૦ ઉપર શ્રીનાથદ્વારમાં ફાગણ સુદી ૧૫ ના દીવસે શ્રીનાથજીબાવા શાનીધ્ય સદ્દગુરૂ શ્રીગોસ્વામી ૧૦૮ ટીકાયત મહારાજ શ્રીગીરધરલાલજી મહારાજે મને બ્રહ્મસમરપણ કરાવતી વખતે તારકમંત્ર અષ્ટાક્ષર ( **श्रीकृष्ण शरणं ममः** ) નો કરેલો તે ઉપદેશ હંમેશ જપવા યોગ્ય મોક્ષદાઇ છે એટલુંજ નહી પણ તેમાં વેદનામાહા વાક્ય તત્વમશી-અહંબ્રહ્માસ્મી વીગેરેનો સમાવેશ થતો હોવાથી સર્વ પ્રાણીને શ્રેકર છે.



